૬૬૪૫ ૮ ૭ ૭૬૫

પ્રસીદ્ધ

સીહોર, ભાવનગર, કુંડલા, મહુવા, અમરેલી, સાવુલા, દેલવાડા અને જાફરાવાદ, વીગેર ગામનાં ઘોઘારી અને દેલવાડીઆમાં

# "મહુવાની બત્રીશે ચડેલો કપોળ કલ્લેસ."

મુબઇના પાલવા બંદર ઉપર કપોલ જ્ઞાતીના મગનલાલ અને છગનલાલ ફરતા ફરતા ભેગા થયા, મગનલાલ દેલવાડીઓ અને છગનલાલ ઘોઘારી હતા, તે બન્ને ભાઇઓના વાંચવામાં "બકોર અને શામજી" વિષેની નાટક રૂપી ચોપડી, વાંચવામાં આવતાં; તે સંબંધી ની ચર્ચા ચલાવી જે સવાલો છગને કર્યા તેના મગને જવાબ આપ્યાછે. તેની તુલનાં કરવા કપોલ ભાઇઓની મુનસફી ઉપર રાખીયે છઇએ.

**છગન**—કેમ ભાઇ ભાવનગર શેહેરની નીશાળનાં મેહેતાજી જાદવજીભાઇએ છપાવેલી, "બકોર અને શામજી" ની ચોપડી તમારાં વાંચવાંમાં આવીછે?

**મગન**—હા, ભાઇ એ ચોપડી મેં પુરેપુરી વાંચીછે અને તે વાંચ્યા પછી એ સંબંધમાં તમારી સાથે, વાતચીત કરવા, અધીરો પડ્યો હતો, પરંતુ આપનું મળવું ન થવાથી, મુલતવી રહેલ, પરંતુ ભેટો થતાં, આપે એ યાદ આપી તેથી ઉપકાર માનુંછું; અને આ બાબતમાં કેટલાએક પ્રશ્નોના ખુલાસા જાણવા જીજ્ઞાસા રાખુંછું.

**છગન**—એ ચોપડીની બાબતમાં. તમો જે પ્રશ્નો પુછવા ધારતા હસો એનો જવાબ હું ખુસીથી આપીસ પરંતુ એ ચોપડી તમોએ જ્યારે વાંચીછે, ત્યારે મારે થોડાએક પ્રશ્ન-કરવા છે, તેનો જવાબ પ્રથમ જાણવા જરૂરછે માટે મારા પ્રશ્નોના જવાબ આપશો?

**મગન**—જે મારી જીજ્ઞાસા છે. તે સંબંધની આપ ચર્ચા ચલાવવા ધારણા રાખોછો ત્યારે મારી ઉમેદ તે રસ્તે બર આવશે માટે ખુસીથી પ્રશ્ન કરો.

**છગન**—એ ચોપડી છપાવનારનો હેતુ શોછે અને તેમાં ભાષા કેવી વાપરી છે.

**મગન**—એ ચોપડી છપાવનારનો હેતુ, કોઇ પણ પ્રકારે દેલવાડીઆ અને ઘોઘારી જુદા પાડવા તેવા ખાસ હેતુથી મન કલ્પિત વાર્તા જોડી કાઢી છપાવી પ્રસિદ્ધ તેમાં વાપરેલી ભાષા કઠોર અને છપાવનાર સજ્જન પુરૂષમાં ન ખપે તેવાએ ... ... એમ સજ્જન પુરૂષો માનેછે.

**છગન**—દેલવાડીઆ અને ઘોઘારી ભાઇઓને જુદું પાડવાનું કારણ શું?

**મગન**—જવાબનો સવાલ ઘણો સહેલો છે. અને સાધારણ જ્ઞાનવાળો પુરૂષ તે સમજી શકે તેમ છે. છતાં કાંઇ પણ ઉંડા હેતુથી આ પ્રશ્ન આપે કરેલો છે. એ સંબંધનો ખુલાસો જાણવાનું બાજુ ઉપર રાખી આપના પ્રશ્નનો જવાબ આપુંછઉં. દુનીઆની બત્રીશે ચડેલો કપોલનો કજીઓ જેના સુખાંણી-(શેઠ મોહનદાસ છે.) તે કજીઆનો જ્ઞાતીભાઇઓને ઈનસાફ કરવાનો વખ્ત આવી મલશે તો પરીણામ પોતાનાં બાબમાં વીપરીત આવશે એવી શેઠ મોસુફના કૃત્યો ઉપરથી તે માન્યતા થઇ છે તેથી ઇનસાફ કરવાનો વખ્ત, ન આવે તેવા ખાસ ઈરાદાથી એ ચોપડી દુવારાએ જુદા પાડવાનો પ્રયત્ન આદર્યોછે.

**છગન**—જુદા પાડવાનો હેતુ તો તમોએ સમજાવ્યો પણ કઠોરભાષા વાપરવાનું કારણ શું?

૯૬૭૭

**મગન**—જ્ઞાની મંડલી કીંવા ઘણા માંણુશોનાં સમુદાયમાં ભંગ પાડવાના જે પ્રશ્ન આવે છે તે જ્યારે કોઈના તરફથી કઠોર ભાષા વાપરવામાં આવે છે ત્યારે વિપરીત પરીણામ આવે છે. આ પ્રસંગે તેનો હેતુ મુંબઈની કપોલ જ્ઞાતીમાં ભંગ પડાવવાનો છે. જો આવી ભાષા વાપરે તો થોડી સમજવાળા માણુસો ઉસકેરાઈ જાય અને પોતાનું ધારેલું પરીણામ પાર પડે તેથી એવી ભાષા વાપરી છે.

**છગન**—એ ચોપડીમાં બકોરે એવો પ્રશ્ન પુછયો છે કે જ્ઞાતીમાં જે મોટી તકરાર ઉઠી છે એનું મૂળ શું. અને વાંક કોણનો. આ પ્રશ્નનો ખરો અને શીધો જવાબ શામજીએ આપ્યો છે કે કેમ તે સંબંધમાં તમારૂં શુ કહેવું છે. તે જણાવશો ?

**મગન**—બકોરે પુછેલા સવાલનો જવાબ સામજીએ ખરો અને સીધો આપ્યો નથી એ ખરેખરૂ છે. કારણકે પોતાનો થએલો દોષ છુપાવવા પ્રપંચ રૂપી પ્રયત્ન આદરી ઉધત અને ભોલાઓને ફસાવવા એનાં કરતાં એ જાલ પાથરી છે. અને તેનું ખરૂ કારણ જાણવાની જીજ્ઞાસા રાખોછો તો જણાવું છું કેઃ—

"એક અંહઃકારી પુરૂષનું પોતાનુ કરેલું ઉથાપનાર કોણ—એવી જે માન્યતા ખોટે મમતે ચડી જઇ પૈસાનું જોર કુટંબનો જથ્થો અને લાગવગ તેની સાથે ગોરડીઆ કુટંબ પ્રત્યે ખાંનગી વેરભાવ તે આદી કારણો જેનું સ્પષ્ટીકરણ એક કપોળે પોતાનાં પત્રમાં બતાવ્યું છે તે ઉપર તમારૂં ધ્યાન ખેચું છું. (જુઓ પાનું ) અને ટુંકામાં જણાવુંછું કે ન્યાત બહાર મુકેલી કન્યાને લગ્ન વીધી સીવાય કુંવારી લવજી પારેખે પોતાનાં દીકરાના ઘરમાં બેસારી જ્ઞાતી રીવાજ અને ધર્મશાસ્ત્ર વીરૂધ્ધ વર્તણુક કરી એ આ કજીઆનું મુલછે. "વાંકનાં સ્વાલોનો જવાબ આપું છું કે લવજી પારેખે ઉપર પ્રમાંણેનુ નિંદાયુકત કામ કર્યું તેને જ્ઞાતીએ ન્યાત બહાર મુકયો, અને લગભગ આઠ દશ મહીના સુધી લવજી સાથે વહેવાર રાખ્યો નહી પણ ગોરડીયા કુટંબ પ્રત્યેના વેર ભાવથી મોનદાસશેઠે એ લવજીને મદદ આપી જ્ઞાતીની મરજાદા લોપી ન્યાત બહાર કરેલા સખ્સની મદદમાં રહી પોતે અને પોતાનાં કુટુંબે તેની સાથે વહેવાર કર્યો તે વાંક તેનો.

**છગન**—શામજી બકોરને "ન્યાત" એટલે શું એવો પ્રશ્નપુછયો છે. એ સર્વ કોઇનાં જાણવામાં છે તેમાં બોધકે જ્ઞાન આપવાની જરૂર નથી છતા આ પ્રશ્ન કયા હેતુથી પુછવામાં આવ્યો છે તે કહેશો ?

**મગન**—તમે એ ચોપડી વાંચી ઘણાં ઊંડા ઉતર્યાં છો અને ઝીણી બાબતમાં લક્ષ આપ્યું જણાય છે. એ ખાતે તમોને ધન્યવાદ ઘટે છે. હું તમારી શંકાનો જવાબ ખુસીથી આપીશ "એ પ્રશ્ન પુછી જ્ઞાન અને બોધ આપવાનું કારણ એવું છે કે ભાવનગરની દીવાની કોર્ટમાં ભગવાન દોશીએ ઉભો કરેલો કજીઓ ચાલે છે. તેમાં ભગવાન દોસીએજ જવાબ આપ્યો છે. તે તમારાં વાંચવામાં આવ્યો નથી કારણ એ ચોપડીમાં દાવા અરજી છાપી જવાબ છપાવ્યો નથી તેથી આ પ્રશ્ન તમને પુછવા જરૂર થઇ છે. ભગવાન ભાઇ કહે છે કે દેલવાડીઆ કપોળ અને ઘોઘારી કપોળ એક ન્યાત નથી. પણ બે જુદી જુદી ન્યાત છે. અને ઘોઘારી, કપોળો પોતાની ન્યાતના નથી એવું કહેનાર ભગવાનભાઇને

પ્રસીદ્ધમાં લાવવાં અને તેનાં કહેવાને ટકોર કરી અજ્ઞાનોને ઉશ્કેરવા કહે છે કે ખાવા પીવા અને કન્યા આપવાનો વહેવાર હોય તે ન્યાત.

**છગન**—ભગવાન દોસી કહે છે કે અમે ઘોઘારીની કન્યા લેતા નથી તેમ દેતા નથી. ફક્ત પૈસાની ખાતર વહેવાર કરે છે તેને તેનું કહેવુ સું ખરૂં છે? :.

**મગન**—ભગવાનભાઇ ભોલા છે, શાઠ ઉપર ઉમર થઇ છે. અને સાધારણ કહેવત પ્રમાણે શાઠે બુધ્ધી નાઠે તેવા તે ભાઈની બુધ્ધી થઇ તેથી લખ્યું છે. નહી તો એવો જવાબ કદી આપતજ નહીં. કારણ કપોળ જ્ઞાતીનાં સુભેચ્છક મરહુંમ સર મંગળદાસ નથુભાઈ, તેમ જ મનમોહનદાસ દેવીદાસ અને નરસીદાસ રૂગનાથદાસ. આદી દેલવાડીઆ ભાઇઓ જો પૈસા પાત્ર અને સારી આબરૂંવાલા દેલવાડીઆ ભાઇઓછે તેઓએ પોતાની કન્યાઓ ઘોઘારી ભાઇઓને આપી છે, અને આ દેશમાં એવાં શેકડો દાખલાઓ મોજુદ છે: પણ ભોલા ભગવાન ભાઇને ઉમરે પહોંચાથી દેહ અને બુધ્ધીનું ભાન નહી રહેવાથી જે પોતાની ન્યાત છે અને કન્યા આપવા લેવાનો વહેવારછે. છતાં ના પાડી જુદી ન્યાત કહી છે. તે બુધ્ધી બગડ્યા વગર તે•ભાઇ બોલે ખરા.

**છગન**—ભગવાનભાઇનાં જવાબની બારમી કલમમાં જણાવે છે કે ભાવનગરમાં બારવલા અને શોલવલા જુદા પડી પક્ષ થયાછે. અને હું મારા સોલવલા પક્ષમાંજ છઉં શું એ તેનું કહેવું ખરૂં છે?

**મગન**—કોઇ પણ કારણથી બુદ્ધીમાં ભિન્નતા પડે છે ત્યારે સારાનરસાને ખરા ખોટાનો ખ્યાલ અને પરીક્ષા કરવાની વીચાર શક્તી સુન્ય થવાથી નાસ પામે છે. એવી સ્થીતીએ ભગવાનભાઈ પહોંચ્યાં છે. તેથી પોતાનાં મનમાં જે આવ્યું તે કીંવા પ્રપંચી માંણસોએ પોતાનો ઇરાદો પાર પાડવા ભોલા ભગવાન ભાઇને આગળ કરી. મોહજાલમાં ફસાવ્યાનું પરીણામ છે. નહી તો ભાવનગરના ધર્મપક્ષ રહેલ ૨૧૦) સગોવાલાએ ભગવાનદોસી સાથે વહેવાર બંધ કર્યો છે. તેમાં વીઠલ રધા આદી દસ ધરોના દેલવાડીઆ ભાઇઓ રહેલા છે શું તમામ દેલવાડીઆ અને ઘોઘારી જુદા પડયાછે. તે બુધ્ધિમાં ભિન્નતા પડયા સીવાય નહોતો?

**છગન**—વીઠલ રધાનું ઘર-આપણી કપોળ જ્ઞાતીમાં માન પામેલું છે તેના પર પૌત્ર પ્રાગજી દોશી ધર્મપક્ષે રહેલા છે તે પ્રાગજી દોસી ભગવાનભાઇ ને શું સંબંધમાં થાયછે?

**મગન**—સંબંધ ઘણો નજીકનો છે, જુવો તેનું નીચેનું પેઢી નામું



**છગન**—ભાવનગરમાં એક બાજુ દેલવાડીઆ અને બીજી બાજુ ઘોઘારી, જુદા પડયા નથી તેમ જાંફરાવાદ દેલવાડા આદી ઠેકાણે ભાગ પણ પડયા નથી. છતાં દેશમાં એક બાજુ ઘોઘારી અને બીજી બાજુ દેલવાડીઆ ભાગ પડી ગયા છે એવું તદન ખોટું લખવાનું કારણ શું ?

**મગન**—મુંબઈના દેલવાડીઆ ભાઇઓને તેવું કહેનારાઓએ પાથરેલી કપટરૂપી જાલમાં ફસાવી જે મુંબઇમાં હાલ કપોળ જ્ઞાતીમાં એક્યતા થઈ છે તેમાં ભંગ પાડવાના ઇરાદાથી આ પગલું ભર્યું છે તેનું બીજું કારણ નથી.

**છગન**—એ ચોપડી મેં લક્ષપૂર્વક વાંચી તો; જાદવજી મહેતાજીએ તેમાં અંતઃકરણના ઊભરા ઘણા કાઢયા છે અને તદન અસત્ય અને પાયા વગરનાં મીથ્યા ખોટા શબ્દો બોલવાને એ કેળવણી પામેલા ભાઈ જરાપણ કેમ ના શરમાયા.

**મગન**—જાદવજી ભાઇજ આ કજીઆનું મુલ છે અને સ્વાર્થે સત્યને પરહરવું પડયું છે તમો એક કપોલનો કાગલ વાંચશો તો આ સવાલનું આ જગ્યાએ સ્પષ્ટીકરણ જરૂર નથી ( જુવો પાનું )

**છગન**—લવજી પારેખને મહુવાની ન્યાતે નાત બહાર એક મને મુકયા પછી મોનદાસ શેઠે લવજીને પોતાનાં પક્ષમાં લઇ દેશમાં આ કજીઆના બી રોપી મોટું ઝાડ ઉછેરવાનું ખરૂં કારણ શું ?

**મગન**—લવજીને ન્યાત બહાર મુકયો ત્યાંસુધી તો શેઠ પોતાની વરતુણુક વ્યાજબી બતાવી બાદ લવજીનાં સગાઓએ શેઠને કહ્યું કે લવજીએ કુંવારી કન્યા બેસારી છે અને એ વાત બધે પ્રસીધીમાં આવશે તો લવજીને કોઇ પણ કાલે ન્યાત પંગત આપશે નહી બીજું ગોરડીઆ કુટુંબ સાથે શેઠને વેરભાવ, એ બે કારણોથી શેઠને હાથે આવો યજ્ઞ કરાવ્યો અને મમતે ચડાવી દીધા પણ જે એ પાપી પક્ષની તરફેણમાં છે, તે સગા શીવાય ત્રાહેત એક પણ ઘર નથી. સગાઓ વ્યાજબી ગેરવ્યાજબી સમજતાં હોય પણ શું કરે તણાવું પડે તેથી તણાયા છે. ( જુઓ ભાવનગરમાં જુદાં પડેલાનું લીસ્ટ જુવો પાનું—)

**છગન**—જાદવજીભાઇ કહે છે કે દેલવાડીઆ પ્રત્યે ઘોઘારી જુલમ કરે છે, અપમાન કરે છે, એ શું ખોટું કહે છે અને કહેવાનું કારણ શું ?

**મગન**—જે ભાઇઓએ જ્ઞાતીની મર્યાદા તોડી છે, અને જેઓના ધારણાઓ ન્યાતીમાં કુધારાં પ્રસરે તેને ટેકો આપવા આચરણ કર્યું છે. તેઓ દેખાવ આપવા સારૂ જાણે પોતે નીરદોષ હોય તેમ બીજાને મનાવવા સારૂ ખોટાં બોતાનો ઘોઘારી ભાઇઓ ઉપર મુકવા માટેજ જુલમ અને અપમાન કરે છે, એમ કહે છે કે કાં ઘોઘારી સાથે દેલવાડીઆના ઘણાં ઘરો ધર્મપક્ષ રહ્યાં છે છતાં બે પક્ષ જુદા થયા છે એવો આભાસ બતાવવા ખાતર તેનું નામ નહી જણાવી ઘોઘારીને નીંદે છે. પરંતુ કોઇ જાતનો જુલમ કીધા અપમાન કર્યું નથી તેથી વીરૂધ તે ભાઇઓએ ઘોઘારી ભાઇઓનું અપમાન અને સજ્જન પુરૂષને વદવા ન ઘટે તેવા શબ્દો એ ચોપડીમાં વાપર્યા છે એમ વાંચનારા દરેક સજ્જન પુરૂષનું એવું કહેવું છે છતાં નગર આચારનું કેવું તેનું ટકે તેવું નથી.

છગન—શામજીએ મેજોરીટીનાં નીયમથી નુકસાનછે અને કપોળ ન્યાતીમાંથી એ નાયમ દુર કરવો અને એ સબંધમાં પોતે નવ દશાંશ $\frac{9}{10}$ મતબલે દરેક કાર્ય કરવા સુચવ્યું છે તે શું વાજબી છે?

મગન—એનો વીગતથી જવાબ દેતાં લંબાણ થાય તોપણ ટુંકામાં જણાવુંછું કે, નવ દશાંશ $\frac{9}{10}$ નો મત જણાવનાર જાદવજી મેહતાજી કેલવણી ખાતામાં દાખલ થઇ, સીહોરની નીશાળના મેહતાજી થઈ આવ્યા, ત્યારે ન્યાતીમાં સુધારા કરવાની કાલજી બતાવી લાંબા લાંબા ભાષણો આપતા અને કન્યા વીક્રયની વીરૂધ્ધ હતા તથા ન્યાતીમાંથી એક કનીષ્ટ રીવાજ દુર કરવાનો ડોળ એવો તે વખત, બતાવતા કે ઘણાક ભાઇઓનું તેમાં પ્રેમ સારૂ માંન રાખતા અને ન્યાતીનું તેનાથી શ્રેય થશે એવી ઉમેદ બતાવતા; પરંતુ તેની પરીક્ષા કરનારાં ઠગાણાં છે એવું હવે બોલવાનો તેજ ભાઇજીએ વખત લાવી આપ્યો છે એજ ભાઇ બહુ મતથી કાંમ કરવાના રીવાજને પસંદ કરતા અને સભા તથા મંડલીઓ તેણે નીમી. ભાષણો આપી એ રીવાજ એવો ઉતમતાવાળો છે તેના દ્રષ્ટાંતમાં મહારાણી શહેનશાહબાનુંના રાજ્યબંધારણ પારલામેન્ટનો દાખલો આપી એ રાજ્યે નીયમથી કેવી સારી સ્થીતીએ પહોચ્યું છે ત્યાં તેની છત્ર છાયા તલે રહેતી રૈયત સુખ અને આબાદાની ભોગવે છે એ મેજોરીટીનાં નીયમથીજ એવો ઉપદેશ તે ભાઇ આપતા હતા અને આજ વીરૂધતાને લીધે રાગનો ત્યાગ કરી જે મુખે ઉપરનાં વચનો ઓચરતાં તેજ મુખે વીરૂધ ભાષણ એ ભાઇજ કરે તેની તુલ્યના એ ભાઇનાં સમાગમમાં જે ભાઈઓ આવ્યાં હોય તેણે તેની તુલના કરવાની છે આ પ્રમાણેની જાદવજી ભાઇની માન્યતાં અને સલાહ હતી તે ભાઇ હાલનાં કજીઆમાં અગ્રેસર થઇ કજીઆનો હુંદો મોનદાસ શેઠે તેને સોંપ્યો છે તેથી મુંબઇનાં ભાઈઓને ઉલટું સમજાવી ત્યાં પણ વિક્ષેપ વધારવાની ધારણાથી બોધ દેવા નિકળ્યા છે એમ તેના લખાણનો આશ્રય ખુલો પડી આવે છે.

છગન—ભાઈ તમો દેલવાડીઆ છો છતાં તમે તમારાં વાચાર સુધ અતઃકરણથી જણાવી સાચે સાચું કહું તે જાદવજી ભાઇને ખબર પડશે તો તમારે માટે ઓર વીચાર શું નકી કરે?

મગન—ખરૂ કહેવું એ દરેક મનુષ્યનો ધર્મ છે. જાદવજી ભાઇ દેશમાં ઘોઘારી અને દેલવાડીઆના પક્ષ બંધાણા છે એવું પાયાં વગરનું ખોટું મુંબઇના શેઠીઆઓને સમજાવવાં ખોટાં આચરણ લઇ બેઠા છે દેસમાં ત્રણશે પચાસ દેલવાડીઆનાં ઘરો દોષીતનો પક્ષ કર્યો છે તેમાં પણ ઘોઘારી છે જ્યારે મહેતાજીના કહેવા પ્રમાણે પક્ષ દેશમાં થયા નથી ત્યાંસુધી ખરૂં કહેવામાં મારે ડરવાનું કારણ નથી.

છગન—તમારો જવાબ સાંભલી મને આશ્ચર્ય થાય છે કે દોષીતમાં કોણ ઘોઘારી રહ્યાં છે?

મગન—જે દેલવાડીઆ ઘોઘારીમાં પરણેલા છે. તેવાં દસ વીસ ઘર શેઠની સાથે સગાઇને લીધે, સામેલ થયા છે મહુવા, અમરેલીમાં, તપાસ કરીસું તો નામ મળી શકશે.

છગન—"બકોર અને શામજી" વાલી ચોપડીને પાને ૮૯ મે જે દસ સવાલો તપાસી ફેંસલો આપવાં છપાવ્યું છે એ બાબતમાં ખરી હકીકત શું છે તે જણાવશો.

મગન—હા તે સવાલનાં જવાબ નીચે પ્રમાણે જણાવું છું.

**સવાલ.** ૧—શામબાઇને અને તેના છોકરાને જાફરાવાદની નાતે આગળ ઉપર ગુન્હો થશે એમ ધારી પંગત બાહાર મૂકયા એ શું વાજબી થયું છે?

**જવાબ** ૧—સવાલ ૧ ના ખુલાસામાં કે જાફરાવાદની ન્યાતે આગલ. ઉપર ગુન્હો થશે એમ ધારી શામબાઇને પંગત બાહાર મુકી નથી પરંતુ ન્યાતનાં હુકમની અમાન્યતા કરી તથા તેની વર્તણુંક ન્યાતની નજરમાં દોષીત જણાઇ તેથી ન્યાત બહાર મુકી છે, તે ગેરવાજબી નથી.

**સવાલ.** ૨—લવજીને ઘોઘારી ભાઇઓએ દેલવાડીઆભાઇઓની સંમતી વીના નાતના ચોપડામાં દસ્તાવેજ લખાવી સેરાનું જમણ નાતને નામે કરી પંગત બાહાર મૂકયો એથી દેલવાડીઆભાઇઓનું તેણે અપમાન કર્યું ખરૂં કે નહીં?

**જવાબ.** ૨—સવાલ ૨ ના ખુલાસામાં કે લવજીને ઘોઘારીએ ન્યાતની ચોપડીમાં દસ્તાવેજ લખાવી સેરાનું જમણ નાતને નામે કરી પંગત બાહાર મુકયો એવું જ મોનદાસ શેઠના તરફથી કહેવામાં આવે છે એ તદન પાયા વગરનું છે. ન્યાત બહાર મુકવામાં મહુવાની સમગ્રહ નાત હતી. અને જમવામાં દેલવાડીઆં અને ઘોઘારી બંને હતા. લવજીને ન્યાત બાહાર મુકયાનું જમણ કર્યું તે વખતે લવજીનાં નજીકનાં સગાં અને તેઓના લાગતાં વલગતાં લવજીને સારૂ લગાડવાની ખાતર જમવાં ન આવ્યાં તેથી તેની સુમનતી હતી નહી એમ કહેવાય નહીં. પરંતુ એ જમણ કરી લવજીને ન્યાત બહાર મુકયો. તેનો અમલ તે ભાઇઓએ પણ સરખી રીતે કર્યો હતો તેમાં તેઓની સંમત્તી ન હોત તો નાતે કરેલા ઠરાવ પ્રમાણે તેઓ શા માટે વર્ત્તત; પછી તેમાં અપમાન થયુંજ નથી છતાં કેવું એ બીજાને ખોટું ઠસાવવાને માટેજ—

**સવાલ** ૩—લવજીને દેલવાડીઆ ભાઇઓએ ઘોઘારી ભાઇઓની સંમતિ વિના તડ જુદા હતા. ત્યારે પોતાનાં તડમાં પંગત આપવામાં ખોટું શું કર્યું?

**જવાબ**—સવાલ ૩ ના ખુલાસામાં કે મહુવામાં દેલવાડીઆ ઘોઘારી એવાં તડાં પડયાં નથી પણ દેલવાડીઆ અને ઘોઘારીના સમુદાયમાંથી કેટલાક દેલવાડીઆ ભાઇઓ જુદા પડયા હતા અને તે પહેલાં લવજીને પંગત બાહાર મુકયો હતો. તેથી તે જુદા પડેલા લવજીને

પંગતમાં લઇ શકતા નથી તેઓ લુલો બચાવ કરે છે તે ટકી શકે તેમ નથી.

**સવાલ ૪**—રાજુલા ડુંગર વીગેરે ઠેકાણે ઘોઘારી ભાઇઓએ વીના કારણે કારજો બગાડયા અને બીજી રીતે પણ અપમાન કર્યું તે ગેર વાજબી પગલું ભરેલું ગણાય કે નહીં ?

**જવાબ**—સવાલ ૪ નાં ખુલાસા માંહે કેટલેક ઠેકાણે દેલવાડીઆમાં કારજ આવ્યાં તે ઘોઘારીએ બગાડયાં અને અપમાન કર્યું આ કહેવું પણ ટકી ન શકે તેવું નથી.

લવજીને ન્યાત બહાર મુકયો હતો તે લવજી કીંવા તેની સાથે વહેવાર કરનારા બીજે ગામની નાત તેને પંગત આપેજ નહીં અને લવજીને પંગત દેશાવરમાં અપાવવા આ લોકોએ ખોટી મમત કરી તેઓ જુદા પડયા છે તેમાં બીજાનો દોષ નથી.

**સવાલ ૫**—બહારગામ કજીઓ ફેલાવી દેવામાં કેટલાક ગ્રહસ્થોએ મેહેનતો લીધી છે તેમને શાબાશી આપવી જોઇએ કે કેમ ?

**જવાબ**—સવાલ (૫) માં ખુલાસા કે બહાર ગામે કજીઓ ફેલાવી દેવામાં દોષ બતાવે છે તે પણ કહેનારની ભુલ અને એ સ્વાલમાં ઈર્ષા ખુલ્લી જણાઈ આવે છે.

નીચ કામ કરે ન્યાતની મર્યાદ તોડે અને એ વાંક કર નારને ન્યાત બાહાર મૂકયો હોય તેવા સાથે વહેવાર કરનારને બીજા ગામનાં જ્ઞાતિ-ભાઇઓએ વહેવાર નજ કરવો જોઇએ વાસ્તવીક છે જો તેની વીરૂધ ચાલે તો એક ગામનાં જ્ઞાતી ભાઇઓએ સમમતીતાથૈં જે ઠરાવ કર્યો હોય તે બીજા ગામમાંના જ્ઞાતી ભાઇઓ અમલમાં ન લાવે તો જ્ઞાતીનાં ચાલતાં આવેલાં નીયમનો ભંગ થાય અને જ્ઞાતીની મરજાદા ત્રુટતાં ઘેર ઘેર મોનદાસ શેઠનાં વીચાર પ્રમાણે થવાથી ભવિષ્યમાં શું પરીણામ આવે તે વીચારવું સહેલું છે. છતાં સાધારણ અકલની બહાર નાં હાંસી કરવાં જેવો આ સ્વાલ પૂછો છો.

**સવાલ ૬**—શીહોરના ઘોઘારી ભાઇઓએ ત્યાંના દેલવાડીઆ ભાઇઓનો એક મત મલતો ન આવ્યો તેટલા માટે નાતમાં તથા કંઠી બંધમાં નોતરૂં કાપ્યું તે અપમાન ગણાય કે નહીં ?

**જવાબ**—સવાલ ૬ ના ખુલાસામાં કે શીહોરનાં કંઠીબંધમાં નોતરાં કાપ્યા સંબંધી સ્વાલ કર્યો છે. સ્વાલ કરનારા ભાઇઓ આંખ ઉઘાડી પોતાનાં અંતઃકરણની સાથે વીચાર કર્યો હોતતો આવો હસવા સરખો પ્રશ્ન કરતજ નહીં.

જેઓની સાથે ન્યાતે વહેવાર બંધ કર્યો છે તેઓની સાથે પછી કંઈ બંધ કીંવા નવનાત આદીમાં તેની સાથે વહેવારજ થાય નહી તેથી નોતરાં કાપે એ સ્વભાવીક છે છતાં માનની ટોચે ચડેલા અપમાન માને તેમાં નવાઈસી.

**સવાલ ૭**—દેલવાડીઆ ભાઈઓની સંમતી વીના ગોરડીઆ સાથે ઘોઘાર. ભાઈઓ પરસ્પર જે જે સરતો અંટવાયા છે તે તે કબુલાતો ન્યાતના ધારાસર થયેલ છે?

**જવાબ**—સવાલ ૭ માંના ખુલાસા માંહે ગોરડીઆ સાથે સરતો કર્યા બાબત અંતઃકરણના જુઠા ઉભરા બીજાને ભુલાવામાં નાખવા આ સવાલ કરે છે. એવું મનાવે છે કે દેલવાડીઆ અને ઘોઘારી એ આ પ્રસંગે જુદા પડયા છો આ કહેવું તદન ખોટું છે, દેલવાડીઆં સાથે છે ન્યાતનાં નીયમ વીરૂધ સરતો કરી નથી તેવી સરતો કરવાં કારણ નથી છતાં વાંક બોલનારા ગમે તે રસ્તે વાંકુ બોલે.

**સવાલ ૮**—અમરેલીમાં ઘોઘારી ભાઈઓ દેલવાડીઆ ભાઈઓ ઉપર ન્યાતની જગ્યામાં હુમલો લઈ ગયા તે બાબત તેમને ઠપકો ઘટે કે નહીં?

**જવાબ**—સવાલ ૮ માંના ખુલાશા માંહે અમરેલીમાં ઘોઘારીઓએ દેલવાડીઆ ઉપર ન્યાતની જગામાં હુમલો કરવાનો જે ઉભરો કલ્પીત કાઢયો છે તે પોતાની કોરી કેટલા દોકડા ખાય એ કહેવત પ્રમાણે એક ભુલ ઢાંકવા જતાં અનેક ભુલો થાય તેવું કર્યું છે.

અમરેલીમાં ન્યાતની જગ્યા છે. દર ત્રણ વર્ષે ત્યાંની સરકારને ટાકસનાં રૂ ૩૦ કપોળ ન્યાતી આપે છે. એ ટેક્સ સરકારથી ભરવાની નોટીસ આવી ત્યારે અમરેલીનાં દેલવાડીઆ અને ઘોઘારી ભાઈઓ જુદા પડયા પણ નહીં હતાં છતાં હમેસાની ચાલતી રીત મુજબ સરકારમાં નાંણા નહીં ભરતાંજ તેમજ ઘોઘારી ભાઈઓ ને ખબર આપ્યા વગર ન્યાતના માણસને બોલાવી જગા ઉઘડાવી ન્યાતનાં હામ સરકારને જપ્તીમાં આપ્યા જુવો તે ભાઈઓનું ડાહાપણ ઘોઘારી ભાઈઓએ સરકારમાં નાંણા ભરી વાસણનો કબજો પાછો લીધો અને વંડો કબજે રાખ્યો એ વાતને ૭ સાત મહીનાં થઈ ગયા પછી અરધી રાત પછી દેલવાડીઆ ભાઈઓએ વાડીનાં દરવાજાનાં તાળાં અને નકુચા ત્રોડી વાડીમાં દાખલ થયા. બીજા ભાઈઓને ખબર પડવાથી તેનાં આવા કૃત્યને ઠપકો આપવા ગયા એટલે તેઓએ સરકારમાં ફરીયાદ કરી તેની આપ અરજી વાંચો (જુવો પાનુ—) ઉલટો પ્રશ્ન કરી ઠપકો આપવા આગ્રહ કરે છે ઠપકાને પાત્ર અમરેલીના દેલવાડીઆ ભાઈઓ થયા છે કે કેમ તેની જગા તુલ્યનાં તો કરે

**સવાલ. ૯**—ભાવનગર વગેરે ઠેકાણે જ્યાં જ્યાં અને જેનું જેનું નાહક મન દુખાવ્યું છે તેમની ફરીયાદ સાંભલવી જોઇએ કે નહી ?

**જવાબ.**—સવાલમાં ખુલાસો કે ભાવનગર આદી ઠેકાણે જેનું જેનું મન દુખાવ્યું તે સબંધમાં છે. આપણા ધર્મશાસ્ત્રનું વાકય છે કે પતીતનો સંગ કર્યાથી, સંગ કરનારની બુદ્ધી તેવી થાય છે. ત્યારે સાર અસારનો વીચાર રહેતો નથી. તેથી આવાં સવાલ-નો ખુલાસો માગે છે. જેવો જ્ઞાતીની વીરૂધ વંર્તણુંક કરે તેની સાથ. ન્યાત વહેવાર બંધ કરેજ તેમાં મન દુખાય તેમાં તો પોતાનો દોસ છે એક નાકકટો પોતાનાં દોષથી નાક કપાવે તેનો વાંક બીજા ઉપર ઢોલવો એમાં ખરેખરી મુર્ખાઇ કોની છે ઉતાવલ કરી આવું સહાસ કર્યું હોત તો આ વખત આવતજ નહી-તેમ વલી બીજી વણીક જ્ઞાતીમાં-કપોળ ભાઈ-ઓ જે શ્રેષ્ટતા ભોગવતાં હતા તેઓ આજે નીંદાયુકત કાર્યથી જે હીણપસ્તીમાં આવી પડયા છે. તેમ થાત નહી.

**સવાલ ૧૦**—સથરાના સદ્ગૃહસ્થ કમલશી મંહેતાના કારજનાં પ્રગ-ણામાં લવજી અને તેની સાથે સંબંધ રાખનારાએ આવવું નહી એવી રીતે કંકોત્રી લખી સામા પક્ષને મોકલી એવું કાઇ વાર અગાઊ કયારે પણ થએલું છે ?

**જવાબ**—સવાલ ૧૦ નો ખુલાસો કે સથરાવાલાને ત્યાં કારજમાં પો-તાના અપમાન આપવાનો હેતુથી મજાક કરીએ તેમનું માનવું ખોટું છે. સીહોર પ્રગણું કહેવાય છે. તેમાં ૭૨ ગામ આવેલા છે. આ તકરાર ઊત્પન થયા પછી પ્રગણા ખર્ચ કોઈએ કર્યું હતું નહી તેમ એ બોતેર ગામમાં દોશીતનાં પક્ષમાં કોણ કોણ રહેલુ છે. એમ બોતેરમાં મુકરર થઇ સીધમાં આવેલું નહી વળી પ્રગણું કરે તેમાં નાત સમસ્ત લખવા વહીવટ તેથી જો ફોડ બતાવવા શીવાય લખાય તો દોષીતનાં સંસગી આવે તો મોટો ગુંચવાડો થાય તેથી લવજીના પક્ષવાલા સીવા-યને આમંત્રણ કરવામાં આવ્યું હતું અને તેથી તે માણસનુ લખવું વાસ્તવીક હતું અને આ બાબતમાં ભાવનગરના ભાઇઓએ ખુલાસાથી લખેલુ છે. તેમાં તેઓ અપમાન સમ જતા હોય તો ભુલ છે. કારણ તે ભાઇઓએ જાણી બુજી ઇરાદાપુર્વક સગાઇના સંબંધે જ્ઞાતીની મરજાદ તોડી વિરૂધ થયા છે. અને માન અપમાનનો કાંઇ પણ વીચાર રાખ્યો નથી ત્યારે આ સંબંધમાં તેના બોલ ભાર દેતાજ નથી.

## મહેરબાન શેઠજી સાહેબ,

આ વિનંતી પત્ર લખી આપને તસ્દી આપવાની અમારે માથે જે એક ફરજ આવી પડી છે તે હું કપોળ હોયને જે હકીકત મારા જાણુવામાં આવી છે. તે તેવેજરૂપે ખરેખરી આપને જણાવવાને રજા માગું છું. અને પ્રથમ દરજે વિનંતી કરૂં છું કે આ લાંબુ લખાણુ આપ ધ્યાન ઊપર લેતાં જે આપના કીંમતી વખતમાં ખલેલ પહોંચશે તે ખાત ગેરગુજર ચાહું છું.

આ દેશમાં આપણી જ્ઞાતિમાં દૈવની અકૃપાને લીધે મહુવાને કજીએ ઠેકાણે ઠેકાણે વિઘ્ન પડયું છે એટલાથી સંતોષ નહીં થતાં હજી પણ નાતની કેવી પાયમાલી કરવા ઇચ્છા રાખે છે. તેની બકોર અને શામજી એવા મથાળાવાળી નાટકરૂપેની ચોપડી બહાર પડેલી આપના ધ્યાન ઊપર આવી હશે.

જે ગ્રહસ્થો દેશના કજીઆથી પુરા વાકેફ નહીં થયા હોય. અથવા એ કજીઆની માહેતી મેળવવા સારૂ ધ્યાન પણ કદી નહીં ખેંચ્યુ હોય. તેવા ગ્રહસ્થો એ કલપીત ચોપડી વાંચવાથી ખરેખર ભુલાવામાં પડશે. એમ મારી અલ્પ મતીમાં આવવાથી એવી ભુલ ન થાય તેને માટે સહેલો ને સીધો રસ્તો આપની કાને ખરી હકીકત લાવવી એવો વિચાર મને થવાથી આ પગલું ભર્યું છે. જો કે આપ મુંબઇની કપોળ જ્ઞાતીના શેઠ યાને મુરબી છો તે દરજે આ કજીઆની કેટલીએક હકીકત ખરે રૂપે કીંવા સરાગતવાળી જાણુવામાં આવી હશે, તોપણ ટુંકામાં આ કજીઆનાબી કેમ રોપાણા અને તેના કાંટા ફુટી મોટું ઝાડ કોનાથી થયું. એ હકીકત આપને જણાવવી હું અવસ્યની માનું છું.

મહુવા ગામમાં આપણી કપોળ જ્ઞાતિના લગભગ ૭૦૦ ઊપરાંત ઘરો છે અને ત્યાંની જ્ઞાતિના શેઠ મોનદાસ ત્રંબક છે. એ ગામમાં ગોરડીયા મુળજી મંગળવાળા એક સારા સદ્ગૃહસ્થ છે. તેઓની સારી સ્થીતિ થવાથી કેટલાંએક સારા કાર્યો તેણે કર્યાં તેથી કીંવા બીજા કોઇ પણ કારણથી શેઠ અને તેની વચે દ્વેષ યાને ઇર્ષાભાવ ઉત્પન્ન થયો. એ કારણોથી દેશની કપોળ જ્ઞાતિ હાલમાં જે સ્થીતિએ આવી પહોંચી છે. તે ઊપરના કારણુથીજ.

મુળજી મંગળવાળાની દીકરી મહુવાના પારેખ લવજી વીઠલના દીકરા વેરે સંવત ૧૯૪૯ની સાલમાં તેણીને પરણાવી તે અરસામાં એ વેવાઇઓ વચે કોઇ પણ કારણથી અંટસ પડયો ત્યારથીજ પોતાના દીકરાનું બીજે વેસવાળ કરી પરણાવવો. એવો તેણે નિશ્ચે કર્યો. ગોરડીઆની દીકરીની વગર કસુરે ઘણીજ ટુંકી મુદતમાં તેના વરનું મહુવાના ગાંધી દેવરાજ માવજીની દીકરી સાથે વેસવાળ કર્યું. એ દેવરાજ માવજી બકોર અને શામજીની ચોપડીના લેખક ગાંધી જાદવજી માવજીના ભાઇ થાય.

લવજી પારેખે પોતાના દીકરાનું વેસવાળ કર્યું. એવી ગોરડીઆએ શેઠ મોનદાસ અને ત્યાંના જ્ઞાતિભાઇઓ પાસે ફરિયાદ કરી. જ્ઞાતિભાઇઓ ભેળા થઇ દેવરાજ ગાંધીની દીકરી વેરે થએલું વેસવાળ રદ કરાવી. ગાંધી મજકુરે લાધેલા રૂપૈઆ લવજી પારેખને પાછા અપાવ્યા. આ પ્રમાણે બનવાથી ગોરડીઆવાળાએ એક સુતો સાપ જગાડયો. આ બનાવ બન્યા પહેલાં એ જાદવજી ભાઈ કાઠિયાવાડના કેળવણી ખાતામાં ભાવનગરની ગુજરાતી નિંશાળના મહેતાજી હોયને તેવોએ સારી કેળવણી લેવાથી કપોળ જ્ઞાતિમાં સુધારા કરવા તરફ તેઓએ લક્ષ રાખ્યું હતું. અને કેટલાએક ભાઇઓ તેમના પ્રયત્નનું સારૂં ફલ નજરે જોવાની

આશામાં ઉમેદવાર હતા. પરંતુ તેમના કુટુંબ પ્રત્યે ઊપરનો બનાવ બનવાથી જ્ઞાતિના કલ્યાણ કરવાના રસ્તા છોડી દઇ મહુવાનો કજીઓ હાથ ધરી શેઠ મોનદાસનું હથીઆર થઇ આડે રસ્તે ઊતરી પડી પોતે મેળવેલી સારી કેળવણીનો સ્વાદ (યાને ફાયદો) જ્ઞાતિભાઇઓને આપવાને બદલે દેલવાડીઆ અને ઘોઘારી જુદા પાડવાનો ધંધો હાથ ધરી બેઠા છે. એમ કહેવા લખનાર ખોટું કહેતો નથી.

આ વેસવાળ તોડાવ્યું તેજ વખતે મહુવાની જ્ઞાતિએ એવો ઠરાવ કર્યો કે સંવત ૧૯૫૧ના વૈશાક સુદી ૨ સુધીમાં લવજી પારેખે પોતાના દીકરાનું કોઇ પણ જગ્યોએ વેસવાળ કરવું નહીં. લવજી પોતાનો દીકરાની વહુને નહીં મટી શકે તેવો રોગ થઓ છે. એવું ઊપરની મુદત પછી મહુવાના જ્ઞાતિભાઈઓને ખાતરી કરી આપે. અને તે ખાતરી થઆ પછી મહુવાની નાત બીજે વેસવાળ કરવાની પરવાનગી આપે તો લવજીએ બીજે વેસવાળ કરવું.' આવો ઠરાવ મહુવાની ન્યાતે કર્યો ને તે લવજીએ કબુલ રાખ્યો હતો.

આ ઠરાવ વિરૂધ્ધ લવજી ચાલી મુદત દરમીઆન જાફરાવાદના વોરા ભટુર તેજપાલની દીકરી બાઈ કાસી વેરે પોતાના દીકરાનું વેસવાળ કર્યું. જાફરાવાદના જ્ઞાતિભાઇઓપાસે ગોરડીઆ મુળજી મંગળવાળાએ ફરીઆદ કરી અને જાફરાવાદના જ્ઞાતિભાઇઓ ઊપર શેઠ મોનદાસ અને મહુવાની ન્યાતે પ્રથમ પોતે કરેલા ઠરાવના ખબર લખી લગન થતાં અટકાવવા સુચવ્યું. જાફરાવાદના જ્ઞાતિભાઈઓએ મહુવાની જ્ઞાતે કરેલા ઠરાવને માન આપી ભટુર વોરાની વહુ શામબાઇને પોતાની દીકરીનાં લગ્ન નહીં કરવા મના કરી. એ શામબાઇએ ન્યાતના હુકમની અમાન્યતા કરી. અને ન્યાતનું અપમાન કર્યું. વીગેરે વીગેરે કારણોથી જાફરાવાદની ન્યાતે એ શામબાઈ તથા તેનો દીકરો તથા તેની દીકરીને પંગત બાર મુકયાં અને પોતે કરેલા ઠરાવના ખબર મહુવાની ન્યાતને આપ્યા તે અરસામાં લવજી પારેખની વહુ જાફરાવાદથી આવી શામબાઇની દીકરી કાસીને છાનાયથી મહુવે પોતાને ઘેર તેડી ગઇ. આ ખબર જાફરાવાદના જ્ઞાતીભાઇઓને થવાથી તેવોએ મહુવાના જ્ઞાતીભાઇઓને કાસીને મહુવે તેડી ગયાના ખબર જણાવી. તેને પંગત બાર મુકી છે માટે કોઈએ કોઈ પણ જાતનો વહેવાર કરવો નહીં.

**શેઠ મોનદાસને** મહુવા જ્ઞાતીભાયોને જાફરાવાદથી આ ખબર મળ્યા પછી ન્યાત ભેગી થઇ લવજી પારેખને જાફરાવાદની ન્યાતે કરેલા ઠરાવના ખબર આપી કહ્યું કે તમારી બાયડી એ કુંવારી કન્યાને તમારે ત્યાં લાવીછે. અને તે પંગત બાર છે માટે તેણીની સાથે ખાવા પીવાનો વહેવાર નહીં, કરતાં તમારા દીકરાના લગ્ન પણ કરવાં નહીં—નહીંતો નાતનાં અપરાધમાં આવશો—આ પ્રમાણે ખબર આપ્યા પછી મહુવાના જ્ઞાતીભાઇઓને કાને એવી વાત આવી કે લવજી પારેખે પોતાના દીકરાનાં એ કન્યા સાથે રાતમાં લગ્ન કર્યાં. આ ખબર જ્ઞાતી ભાઇઓને મળતાં જ્ઞાતિ ભેગી થઇ લવજી પારેખને બોલાવી તેના સમક્ષ તપાસ કરતાં બ્રાહ્મણની મદદવિનાં લગ્ન વિધી કર્યા શીવાય કુંવારી કન્યાને પોતાને ઘરે તેડી લાવી હતી ને પોતાના દીકરાના ઘરમાં બેસારી આપી. એ વાત સ્થાપીત થઇ. આ હકીકત જરા માત્ર પણ ખોટી સરાગતવાલી નથી. જુઓ આ સાથે શામબાઇને જાફરાવાદની જ્ઞાતે નાતમાં લેતી વખતે સ્થાપીત થએલી હકીકત ઉપરથી કરેલો ઠરાવ. કપોલ જ્ઞાતીના નિયમ અને ધર્મશાસ્ત્ર વિરૂદ્ધ લવજી પારેખે એવું પગલું ભર્યું કે જે જે

જ્ઞાતીભાઇઓને કાને આ વાત જવાથી તેવોના અંત:કરણ કમકમ્યા વગર રહયાં નહી. એવો મહા અપરાધ લવજી પારેખે કરવાથી મહુવાના જ્ઞાતીભાઇઓએ તેના ઘરને પંગત બહાર કર્યું.

ઉપર જણાવ્યું છે કે શેઠ અને ગોરડીઆના કુંટુબ વચ્ચે મીંનાકેસો હતો. એ મીંના-કેસાને લીધે બીજી તકરારોને લઈ મહુવાની જ્ઞાતમાં બે ભાગ અને તડ પડયાં તેમાં શેઠ મોનદાસ તરફ લગભગ દોઢસેં ઘર અને બીજી સામી તરફ ૫૫૦) ઘર રહયાં. પરંતુ એ બંને પક્ષવાલાએ લવજીને પંગત આપી નહીં. અને તેના ઘરનું નોતરૂં કાપી તેના સાથેનો વહેવાર બંધ કર્યો.

સંવત ૧૯૫૨ નાં કારતક માસમાં શેઠ મોનદાસનો વિચાર લવજીને ન્યાતમાં લેવાનો થઓ તેથી લવજીને ન્યાતને વંડે લાંઘવા બેસાર્યો. સઘલા જ્ઞાતીભાઇઓ ભેગા થઇ વિચાર કરતાં સમગ્ર જ્ઞાતીભાઇઓનો એકમત થઓ નહીં, એટલે દેશાવરમાંથી ચાર ભાઇઓને બોલાવી તેનાથી રસ્તો લેવા મુકરર કર્યું. જ્યાં તડ પડયાં હોય અને તડને લીધે મત ન મળે તો બીજા ગામની જ્ઞાતી પાસે તેનો નિકાલ થાઅછે. આ એક સ્થાપીત થએલો નિયમછે તેના દાખલા ઘણા છે. દેશાવરના બે જ્ઞાતી ભાઇઓની વાત બંધાણા પછી શેઠ મોનદાસ ત્રંબકે એવું કહેવરાવ્યું કે એક અઠવાડીની અંદર પંચ ન આવો કીંવા પંચ ફેસલો ન કરે તો વગર સરતે લવજીને પંગત આપવી એવી જે સામા પક્ષ વાલા કબુલત આપે તોજ દેશાવરના ચાર ભાઇઓ પાસેથી રસ્તો લેવો; નહી તો અમારા પક્ષવાલા લવજી સાથે વહેવાર કરશે. તેના જવાબમાં સામા પક્ષ તરફથી એમ કહેવામાં આવ્યુંકે દેશાવરના ચાર ભાઇઓ ને જ્યાંથી બોલાવવા ઠરે તેવોને વાહન વીગેરેની સુગમતા કર્યાથી બંનતાં સુધી વેલાસર આવી પહોંચે તેવી ગોઠવણ કરીએ અને તેવો આવ્યા પછી ઠરાવ કર્યા પહેલાં લવજીને પંગત આપવાનું ફરમાવવાનું ઠરાવેતો પંગત આપવી પરંતું જે ગ્રહસ્થોને ઇનસાફ કરવાને આપણે અધિકાર આપીએ અને તેવોને બોલાવવા વિનંતી કરીએ છતાં તેવોના આવ્યા પહેલાં લવજીને પંગત આપવાને અમારી તમો કબુલત માગોછો એતો ખરેખર આવનાર ગ્રહસ્થોનું અપમાન કરવા માટેજ ટુંકી મુદત ઠરાવી ઉતાવલું પગલું ભરવાનું હાલ કાંઇ કારણ નથી. વલી લવજીને ત્યાં એવો કોઇ કાર્ય પ્રસંગ નથી કે તાતકાલીક તેનો નીકાલ કરવાને જરૂર હોય તેમ છતાં તમારે એવી હઠ હોયતો જાફરાવાદ આપણી નજદીકમાં છે તો ત્યાંના જ્ઞાતીભાઈઓની સલાહ લઇ તે ભાઇઓ જે પ્રમાણે સલાહ આપે તે પ્રમાણે વરતીએ.

ઉપરની માંગણી શેઠ મોનદાસે કબુલ રાખી નહીં ને સંવત ૧૯૫૨ના કારતકવદ ૯ને દીવસે પોતાના પક્ષવાલા લવજી પારેખ સાથે જમવાનો વહેવાર કરશે એવા ખબર ભાવનગર ભગવાન દોસીને મળવાથી તેણે શેઠ મોનદાસ અને તેના પક્ષ પૈકીના આઠ દશ ગ્રહસ્થોને તારથી ખબર આપ્યા કે લવજીની સાથે જમવા વહેવાર કરસો નહીં. છંતાં આ વાત બાજુ ઉપર રાખી–શેઠ ઉનમનતાઇથી ઉતાવલું પગલું ભરી મહુવાની સમગ્ર ન્યાતનો મત મેલવ્યા વગર લવજી સાથે પોતાના પક્ષે ભોજન વહેવાર કર્યો. આ ખબર તેના સામા પક્ષવાલાઓએ દેશાવરના કપોલ ભાઇઓને આપ્યા.

લવજી સાથે ભોજન વહેવાર નહી કરવા ભગવાન દોસીએ જણાવ્યા છતાં શેઠને ઉતાવલ કરવાનું કારણ લગન વીધી કર્યા વગરની કન્યાને બેસારી આવા અપરાધનો ગુન્હે

કરનારાને નાત પંગત કદી પણ આપશે નહી એવા સંદેહથી શેઠે આ પગલું ભર્યું છે એમ ઘણાનું માનવુંછે

દેશાવરના કપોલ ભાઇઓને આ ખબર મલ્યા પછી શેઠ મોનદાસ અને તેના પક્ષનું શું કહેવું છે તે જાણ્યા પછી નીવેડા ઉપર આવવું એવા હેતુથી કેટલાક ગામના ગ્નાતી ભાઇઓએ કાગલ લખી ખુલાસો માગ્યો પણ કપોલ ગ્નાતીની કઠણાઇને યોગે કુંડલાના મ્હેતા અમરસી પીતાંબર અને રાજુલાના વોરા ત્રીકમજી રૂપજી શેઠને એવા સુહાયભુત થઇ પડ્યા કે દેશાવરના કપોળો પુછનાર કોણછે. અને પોતે તેવોને પડખે રહેવાની હિંમત આપી નાડુ પકડાવ્યું શેઠે એ નાડું થોભી કોઇને પણ ઉત્તર આપ્યો નહીં આ દેશમા અમરેલી ચાર ચોરા પૈકીનો એક ચોરો છે અને તે ચોરાના કપોળ ભાઇઓને શેઠ મોનદાસ ઉપર બે ત્રણ મરતબે જવાબ લખવા લખ્યું જેનો ઉત્તર શેઠે આપ્યોજ નહીં. તે અરસામાં રાજુલાના દેલવાડી ભાઈઓમાં કાર્ય પ્રસંગ આવ્યો. મહુવાવાળા શેઠે તો પુછ્યા છતાં ખુલાસો આપ્યો નહીં ત્યારે રાજુલાવાળા બીજા ગ્નાતિભાઇઓ પુરી મુંઝવણમાં આવી પડયા ત્યારે તેણે આ બાબત જાફરાવાદના ગ્નાતીભાઈઓની સલાહ લીધી તે ભાઇઓએ એવી સલાહ આપી કે લવજી વીઠલ સાથે વહેવાર કરનારને ન્યાતની પંગત આપવી નહી રાજુલાના ત્રીકમજી વોરા શેઠના હિમાયતી હતા તેથી તેણે એવો જવાબ આપ્યો કે લવજી અને તેવો પહેલાં તમારે પાંલવે તો જમવી આવો, આવો જવાબ આપવાથી દેશાવરમાં કજીએ મુલ ઘાલ્યાં અને ઠેકાણે ઠેકાણે ગ્નાતીઓમાં ભંગ પડયા શેઠ અને તેના ઉપર બતાવેલા હિમાયતીઓએ ગાંમે ગાંમ જ્યાં જ્યાં પોતાના સબંધી સ્નેહી હતા તેને ઉશ્કેરી મેલ્યા આપ દ્રષ્ટીગોચર કરશો કે આ કજીઓ લવજી અને ગોરડીઆ વચ્ચેનો હતો તેવો દેલવાડીઆ ભાઈઓછે. જે કન્યા જાફરાવાદે ન્યાત બહાર મુકી હતી. તે કન્યાને લગન વિધી કરાવ્યા વીના લવજીએ પોતના દીકરાના ઘરમાં બેસારી એ કજીઓ ન્યાતે ચડવાથી ન્યાતે લવજીને પંગતથી દૂર કર્યા તેમાં ન્યાતના સંબંધ સીવાય ઘોઘારીઓને કાંઇ લાગતું નથી મોનદાસ શેઠ એકમતથી ન્યાત બહાર મુકવાની વાત તે ન સ્વીકારતો હોયતો જુદા પડયા પછી પોતે લવજીને પોતાના તડમાં રાખ્યો હોત તો તે નાત બહાર ગણાત નહીં પણ જે કાર્ય કરાવવામાં પોતે સામેલ છે છતાં હાલ નીકળવા માગે છે એ ખરેખર તેમનું કહેવું જોડી કાઢેલું છે એમ ઉપરની હકીકતથી ખાત્રી થાયછે. મુંબઇના દેલવાડીઆ ભાઇઓની નજરમાં શેઠ મોનદાસ પોતે દોષીત નથી એવું ઠસાવવા માટે શેઠ અને તેના હેમાયતીઓ આ કજીઓ દેલવાડીઆ અને ઘોઘારી વચ્ચેનો છે એવું મનાંવવાના પ્રયત્ન કરવામાં કચાસ રાખી નથી. જુવો બકોર અને શામજીની ચોપડીના ૬૫ " પાનાનો પેરીગ્રાફ "

" દેલવાડી કળીઆમાં ખપેછે આપણે બારવલા ગણાએ છીએ અને નીચ ગણાએ
" છીએ તે કલંક કાઢી નાંખવાને માટે દેલવાડીઆભાઇઓને સામું કલંક ચોંટાડવું પછી
" તે ખરૂં કે ખોટું ,,

આ લખાણનો લેખક પોતાનાં અંત:કરણના નીચ ઊભરા શેઠ અને તેના પક્ષવાળે કરેલો દોષ ઢાંકવાને માટે આવાં આડાં બાંનાં બતાવી પોતે ઉંચ છે. એવો દાવો દાખવી ઘોઘારીઓને ને નીચ કહેવામાં હર્ષ માનેછે. " ઘોબીએ ઘોબી થવામાં સાર નથી " પણ જોવાનું એટલુ

જ છે કે કુંવારી કન્યાને ઘરમાં બેસારી દઈ તેવોને પડખે રહી મદદ આપી કજીઆનું ઝાડ પોતે મોટું કર્યું અને આવાં કૃત્યો કરી ઊંચાઇનાં બાંકા ફુંકેછે જુવો તેની ઊંચાઇ નીચ કામા કરવાની?

આપ જેવા સુજ્ઞસજનો વિચાર કરસોતો જે માણુસ હલકું બોલવામાં "જુઠાનું જોડી કાઢવા મા શરમાતો નથી. તેવો હલકાં કાંમ કરવા આગલ પડે છે આ અનુંમાન પણ તેમના લખાણ થીજ સીધ થાયછે.

લવજીએ જે કૃત્ય કર્યું. તે જાફરાવાદ દેલવાડી આદી ગામોના દેલવાડીઆ અને ઘોઘારી ભાયોની નજરમાં આનીંદાયુકત કામ ઉન્મનતાઇથી શેઠ પડખે રહી હિમત આપી કરાવ્યું અને જે તે ચાલવા દીધું તો જ્ઞાતીના રીવાજે તુટતાં વણીક કોમમાં કપોલ ભાઇઓ જે શ્રેષ્ટતા ભોગવે છે. તેની પાયમાલી થતાં બીજાઓ પણ બીજે વખતે ન્યાતના નિયમ, અને રીવાજે તોડી અયોગ્ય રીતે વૃતવા ચમકાશે નહીં પરિણામ બીજી જ્ઞાતીઓની આગલ આપણી જ્ઞાંતી ઉતરી જતાં હલકામાં હલકી અન્ય જાતીને મુકાબલે રહેસું નહીં તેવું લાગવાથી જેણે આ કૃત્ય ક[?] અને કરાવ્યું છે તેવોનો ઈન્સાફ જ્ઞાતીભાઇઓએ કરવો જોઇએ, એવું માની તે ગામોના તથા બીજા ગામોના દેલવાડીઆ અને ઘોઘારી ભાઇઓ ધર્મ પક્ષ રહ્યા છે શેઠ મોનદાસ અને તેના હિમાયતીઓએ પોતાના સગાં સબંધી અને સ્નેહીઓને ઉસ્કેરી પોતા તરફ. દેલવાડીઆભાઇઓના જે ઘર ખેંચી લીધાં છે તે કરતાં બમણી સંખ્યાના દેલવાડીઆભાઇઓનાં ઘરો ધર્મપક્ષે રહેલાં છે હવે આપ વિચારસો તો આપને ખાત્રી થશે કે. દેશમાં જે કજીઓ ચાલે છે તે દેલવાડીઆને ઘોઘારી પક્ષ વચ્ચે નથી. તેમ છતાં બકોર અને શામજીના કર્તાએ દેલવાડીઆ ભાઇઓને જોસ ચડાવવા માટે અને મુંબઈમ ઉસ્કેરણી ફેલાવી ત્યાંની ન્યાતમાં વિધન પાડવા સારૂ શેઠ મોનદાસ કજીઓ વધારવાની ધુંનમાં ગાંધી જાદવજી માવજીને હથીઆર રૂપે વાપરી ઉપરની ચોપડીના લેખક થઇ મંન કલ્પીત અને જોડી કાઢેલી ગથા છપાવી ઘોઘારી ભાઇઓને નીચ કહેવાને ધર્મમાની, દેલવાડીઆ ભાઇઓને ઉસ્કેરી આ પ્રયત્ન આદર્યું છે.

કપોળ જ્ઞાતિના દરેક સદ્‌ગ્રહસ્થ સાધારણ અક્કલથી વિચાર કરશે તો એ ચોપડીમાં હડહડતુ જુઠું છપાવ્યું છે. તેમ ખાત્રી થશે.

કાઠિયાવાડમાં આપણી જ્ઞાતિમાં મહેતાને પારેખ કુંટુબ જે સારા સદ્‌ગ્રહસ્થો છે, અને જેવોનો પૈસો જ્ઞાતિ ભાઇઓનું કલ્યાણ કેમ થાય, એવી જેના કુટુંબની ધારણાઓ અને તેવોના નેક વિચારો દરેક કપોળ ભાઈઓના જાણુવા બાર નથી. છતાં તે કુટુંબ ઉપર ખોટા હુમલા કરી જે કૃત્ય લવજી વીઠલે કર્યું છે તેવોની પક્ષે રહેનારા આડે રસ્તે ઉતરી ખોટી હકીકત બહાર પાડવામાં પછાત રહ્યા નથી.

બકોર અને શામજીની નાટક રૂપે છપાએલી ચોપડીને પાનં ૨૫ મેં મહેતા ભાઇચંદે ભાઇ શામજી ઉપર છપાયેલો કાગળ જાણ્યે, તેના છાપનારાએ ખરેખર લખ્યો હોય નહીં તેવું મનાવાને માટે તેમાં છપાવ્યો છે. ભાઇચંદ મહેતાને પુછતાં ગાંધી જાદવજી માવજીએ એ પત્ર તેમના ઉપર કદી લખ્યો નથી. છતાં જુઠું લખવાને આ માણુસને ઇશ્વરી ડર પણ લાગ્યો નથી. એટલુંજ જુઠું લખી તે બેશી રહ્યા નથી. પણ એ ચોપડીને પાને ૫૧ દામજી ઉપર લખેલી હકીકત પણ મંન કલ્પીત જોડી કાઢેલી છે, વળી ચોપડીને પાને

૭૪ થી મહેતા જીવરાજ કેશવજી તથા મહેતા પ્રમાણંદદાસ શામજી વગેરે શીહોરની કપોળ ન્નાતી જોગ શેઠ મોનદાસે જાણે કાગળ લખ્યો હોય નહીં તેવો આભાસ બેસાડવા માટે મજકુર પાનેથી પાને ૮૩ મેં તે કાગળ પુરો કર્યો છે. આવો કાગળ કીવાં બીજો કાગળ સીહોરની ન્નાતને શેઠ મોનદાસે લખવાને તસ્દી લીધીજ નથી. છતાં હડહડતો જોડી કાઢેલો જુદો કાગળ છપાવે છે. આવું જુઠું કરનારો નહીં શરમાતાં જુઠું કરવા મગરૂર રહ્યા છે. એ ચોપડીને પાને ૮૪ મેં મહેતા ભાઇચંદ ભાઇ શામજી જીવરાજ, કેશવજી પારેખ, રામજી જીવાભાઇ, સીહોર, ભાવનગર, અમરેલી, મહુવા, અને રાજુલાં વીગેરે ગામના ઘોઘારી કપોળ ભાઇઓ જોગ સીહોર, ભાવનગર, મહુવા, કુંડલા, રાજુલા, અમરેલી ડુંગર વીગેરે ગામના દેલવાડીઆ ભાઇઓએ કાગળ લખ્યો હોય, તેવું બતાવવા ચોપડીમાં દાખલ કર્યો છે તે તદન જોડી કાઢેલું છે. તે ભાઇઓએ ઘોઘારી ભાઇઓ ઉપર બીલકુલ પત્ર લખ્યોજ નથી. આ જુઠાભાઇનું જૂઠાણું કેટલી ઘડી ટકી શકશે. તેનો તેણે વિચાર કર્યા વગર જેની મદદે પોતે બહાર પડયા છે તેનાં ગીત ગાવા તરફ મંડયા રહી, સત્ય છોડી દઇ, અસત્ય ગ્રહણ કર્યું છે.

ડાહ્યા અને કેળવાએલા જાદવજીભાઇને ઘરના ઊઠયા વનમાં ગયા તો વનમાં આગ લાગ્યા જેવું થયું છે. પોતાના ભાઇની દીકરીનું વેસવાળ તોડાવાથી મોટી રકમ પાછી દેવી-પડી. વળી લવજી પારેખે શામભાઇની દીકરી બાઇ કાશીને કુંવારી બેસાડી તે બાઇ જાદવ-જી ભાઇને સગી સાળીની દીકરી થાય. એટલે કહેત પ્રમાણે ભાઇના છાજીઆમાં બેન મણા રાખે નહીં. તેમ બીજાઓની નીંદા અને કાણે પણ નાત ન સંધાઈ તેવી યોજના પેટે બળ્યા લઇ બેઠા છે. તેવો નાતનું સારૂં કરવા ઇચ્છતાં હોત તો આવાં નાટકો નહીં છંપાવતાં તેમજ ખોટા કાગળો ધુર્વાને લીધે નહીં છપાવતાં હવે કયે રસ્તે નાતનું ભલું થાએ એવો શ્રરમ લઇ વખત ગાળ્યો હતે તો દુનીઆ તેને ધન્યવાદ આપત.

એ ચોપડીને પાને ૪૨-૫૪-૬૦-૬૩ જો વોરા જમનાદાસ ગીગાભાઇ ઉપરનાં પત્રો છપાયેલા છે, અને તે પત્રો વાંચવાથી લખનારનો આશય નાતનું સારૂં કરવા તરફ બિલકુલ જણાતો નથી. પણ વિઘ્ન વધારવાનો રસ્તો આગળ પાડવા પ્રયત્ન કર્યો છે. તે કાગળોમાં ઘોઘારીઓ ઉપર નિચ અને ખોટાં બોતાં ન મુકી દેલવાડીઆ ભાઇઓને ઊશ્કેરવા બાકી રાખી નથી. લખનારે તે ભાઇ ઊપર તેવા પત્રો લખ્યા હતા કે કેમ તે બાબતમાં એ જમનાદાસ ભાઇના તરફથી અહીંના ભાઇઓને કયારે પણ સુચના થઈ નથી. વળી તેવો મુંબઈમાં વસ્તા એટલે તે સંબંધી તપાસ પણ થઈ શકયો નથી. પણ એ સંબંધે એવું અનુમાન થાએ છે કે તે ભાઈના ભવીશ્ય થયાને લીધે પત્ર સંબંધી ખરી હકીકત બહાર નહીં આવે જાણી તે તકનો લાભ કાં ન લીધો હોય. અને ખોટાં સાથે આપણ ખોટું કેમ ન જોડી દીધું હોય એવુ અનુ-માન સાધારણ રીતે થાય.

વળી એ ચોપડીને પાને ૭૧ મેં ભાવનગરના ભટ રગનાથ સદુરામ ઉપર કરેલી દાવા અરજી છાપી છે. તે અરજીના આઠમાં પેરીગ્રાફ ઉપર આપનું ધ્યાન ખેંચવા સુચવું છું પણ એ સંધીનો ખુલાસો કરતાં પહેલાં કેવાં સંજોગો વચ્ચે ભાવનગરના કપોળ ભાઈઓને કોરટનો આશરો લેવાની એન ફરજ ભગવાનભાઇએ તેળની આપી હતી. ભાવનગરમાં ભગવાનભાઇ તરફ ૧૫ ઘર છે અને તે દેલવાડી ભાઇ પૈકીનાં છે. અને બાકીનાં (૧૦) દેલવાડીઆ ભાઇઓના દોસી પ્રાગજી ખોડીદાસ (ભગવાનભાઈના

કાકાના દીકરા) આદી દેલવાડીઆ ભાઇઓનાં ઘર બ્યાજબી પક્ષમાં રહેલાં છે. ભગવાન ભાઇએ સંવત ૧૯૫૨ ના માગશર માસમાં તેવોનાથી છાની ન્યાતના રૂપીઆ નહીં આપવા ભટ મજકુરને નોટીસ આપેલી અને જે ન્યાતની ચોપડીમાં ભટ મજકુરનું સામા દસ્તકનું ખાતું હતું તે ચોપડી નાતના બ્રાહ્મણ પાસેથી ગેર રીતે મેળવી. ગયા ચૈત્ર માસમાં રગનાથ સદુરામને ત્યાં ન્યાતના રૂપૈઆ રાખા સલામતવાળું નહીં જણાતા તે ચોપડીની જરૂર પડતાં શોધ કરી ત્યારે હાથ નહીં આવતાં ઉપરની હકીકત માલુમ પડી તે તકનો લાભ લઇ ભગવાન દોસી, રગનાથ સદુરામ વાળાને મળી ભાવનગરના કોઠારી ચત્ર ભજ ગોવીંદજીની તથા કાણુકોયા તુળશીદાશ જેઠાને નોટીશ અપાવી કે ખાતાવાળી ચોપડી લાવી ખાતું સરભર કરી રૂપૈઆ લઇ જવા નહીં તો વ્યાજ આપવામાં આવશે નહીં જુઓ આ સાથે ટાંકેલી નોટીશ પાને ૧૭.

આવો અણધાર્યો સંજોગ ભગવાન દોસીએ ભાવનગરના કપોળ ભાઇઓને મેળવી આપ્યો અને રૂપૈઆ અટકાવવામાં પોતે આગેવાન થયા ત્યારે બીજા કપોળ ભાઇઓને કોરટને આશરે જવાની જરૂર પડી. અને કેટલીક દાવા અરજીમાં કપોળ ભાઇઓ વિવેકની હદમાં રહી. ભગવાન દોસી સાથે ન્યાતે હાલમાં વેવાર બંધ કર્યો છે. એટલુંજ ટુંકા રૂપે જણાવ્યું છે અને તે ખોટું નથી. એ દાવા અરજીનો જવાબ ભગવાન દોસીએ આપેલો તે તથા ભાવનગરના સંઘવી ગોપાળજી તેજપાલ વીગેરે જેવો ભગવાન ભાઇ સાથે રહેલા છે. તેવો આ દાવામાં સહવાદી થવાને માટે પોતે એક અરજી રજુ કરી. જેની નકલો આ સાથે રજુ રાખી છે તે ધ્યાનમાં લેવાથી ખાત્રી થશે કે તે રજુ કરનાર ભાઇઓએ ઘોઘારી ભાઇઓ ઉપર વગર કારણે નીચ હુમલા કર્યા છે, અને તેવી તેવોની વર્ત્તણુંક બીજાની નજર તળે નહીં લાવવા માટે બકોર અને શામજીવાળી નાટક રૂપે ચોપડીમાં છાપી નથી.

સદરહુ જવાબમાં ભગવાન દોસી જણાવે છે કે ઘોઘારી કપોળો અમારી ન્યાત નથી. જુદી ન્યાત છે સુગમતાની ખાતર જેમ બીજી નાત ભેગી જમે છે તેમ અમે ભેગા જમતા પોતે રૂપૈઆ પોતાની દેલવાડીઆની ન્યાતને આપ્યા હતા ઇત્યાદિ આવા હવાઈ રૂપી વિચારો ભાવનગર શેહેરના નગરશેઠ જેવા માણસ શેઠ મોહનદાસને આધીન થઇ પડવાથી તેણે જેમ દોર્યા તેમ દોરાઇ બહાર કાઢ્યા છે. જુવો આ સાથે ટાંકેલ લવાદનાંમાની નકલ. અમરેલીમાં જુદા પડેલા દેલવાડીઆ ભાઇઓ ન્યાતની વાડીનો કબજો કરવા સારૂ રાત્રીના વખતમાં તાળું ત્રોડી અંદર ઘુસીજઇ ઉલટી ઘોઘારી ઉપર સુલેહનો ભંગ કર્યાની ફરી યાદી કોરટે ચડી માંડી. જુવો સાથેની એ અરજીની નકલ.

દરેક ઠેકાણે કોરટને દ્વારે તેવોએ ચડવાની પહેલ કરી અને સામાને જવાબ આપવાની ફરજ પાડી હવે જોશો કે આમાં જુલમ કોનો છે. એ ચોપડીને ૬૪મેં પાને શેઠજી સાહેબ ત્રીભોવનદાસ મંગળદાશ ઊપરના છપાએલા કાગળમાં ચારમાં પેરીગ્રાફમાં ભગવાનભાઇ જણાવે છે કે અમરેલીના અમલદારની સમજુતીથી અંદર અંદર પોતાની મેળે આ કજીઆની સમાધાની કરી લીઓ તો સારૂં એવી સલાહથી પોતે શેઠ મોનદાશ વીગેરે ત્રણ ચાર ગ્રહસ્થોને ઘણો આગ્રહ કરી અને સમજાવી પોતે મોકલ્યા હતા તેમજ ભાવનગરથી પણ ચારજણને મોકલ્યા હતા પરતુ શીહોર અને કુંડલાના ઘોઘારી ગ્રહસ્થો ત્યાંન આવ્યા તેવખતે મોનદાશ શેઠે કહ્યું કે મુંબઈના ઘોઘારી દેલવાડીઆને આ તકરારનો નીકાલ કરવાસોંપીએ વીગેરે વીગેરે લખ્યું

છે. ભગવાન ભાઈ પોતે ત્યાં ગયા નથી એમતો કબુલ કરે છે અને જે વાત પોતે મુંબઇ વાળાને સારી લગાડવા લખે છે તે વાત નહીજ થએલ છતાં હાલને પ્રસંગે જોડી કાઢી જણાય છે મહુવા અને કુંડલેથી ચાર ભાઈઓ અમરેલી ગયા હતા. એ વાત ગળત કરીછે ત્યાં વાત એવી બંધાણી હતી કે મહુવા વાલા લવજીને છોડીદીએ એટલે ન્યાત એકત્ર થાય અને લવજી ચાર ચોરાના ભાઈઓ પાસે ઇન્સાફ માગે આ વાત બંધાણા પછી મોનદાસ શેઠ ફરી ગયા. અને કોઇપણ કપોળ પાસેથી અમારે નીકાલ લેવો નથી. પણ જે અમલદારના રૂબરૂ વાત ચાલથી હતી. તે અમલદારના હાથથી ફેંસલો લેવા ઇચ્છા બતાવી ત્યારે મહુવા અને કુંડલાના જે ભાઈઓ હાજર હતા તેવોએ કહયું કે પ્રથમ વાત બંધાણી છે, છતાં ૫રવા કારણથી વળી ન્યાતના તકરારનો નીકાલ ન્યાતીઓજકરે. પરજાતના અધિકારીને વચ્ચે નાંખવા જરૂર નથી. આ પ્રમાણેની વાત થઆ પછી આવેલા ગ્રહસ્થો ચાલ્યા ગયા ભગવાનભાઇ મુંબઇના ભાઇઓને સારૂં લગાડવા લખે છે, તેમ બન્યું નથી.

આ તકરાર દેશમાં નહીં રહેવા દેતાં એ ચોપડીના કર્તા મુંબઇમાં જગાડવાની ધારણા લઇ બેઠા છે. અને દેલવાડીઆ ઘોઘારીને જુદા પાડવાના પ્રયત્ન ચોપડીદ્વારા તેણે આદર્યા છે, વળી એવી સલાહ આપવા જીજ્ઞાસા રાખી છે કે બહુ મતબળવાનની જે મેજોરીટી છે, તે રદ કરસો નહીં તો ઘોઘારીઓ ફાવી જશે કહેવત છે કે પેટના બળ્યા ગામ બાળે આ મારગ તેના કર્તાએ પકડયા છે જયારે જ્યારે તકરારોને લીધે ન્યાતમાં તડાં પડેછે, ત્યારે એક બાજુ ઘોઘારી અને બીજીબાજુ દેલવાડીઆ એવાં પુર્વે તડ પડયાં હોય તેવો એકબી દાખલો મળી શકતો નથી. વળી હાલની તકરારમાં પણ તેમ બન્યું નથી એકબાજુ ફકત જુજ-દેલવાડીઆ ભાઇઓ છે, છતાં દેલવાડીઆ અને ઘોઘારીના પક્ષ બંધાણા છે તેવું કહી મુંબઇની ન્યાતના ધારા પસાર થતાં અટકાવવા આગ્રહ કર્યો છે. ન્યાત અને મંડળીના ધારાઓ પરંપરાથી ચાલતા આવે છે જેમાં મેજોરીટીનો નીયમ બળવાન છે. વળી સુધરેલા રાજયોએ નિયમ કબુલ રાખ્યો છે વળી કપોળ અને બીજી જ્ઞાતીનો કેશો ન્યાયની મોટી અદાલતોમાં ચરચાઇ જેના ફેસલા લઈ બહાર પડયા છે. તેવો ધારાનો નિયમ ત્રોડવા ગાંધી જાદવજી માવજી આગળ પડી હસવા સરખી શીખામણ દેવાં બહાર પડયા છે ન્યાતનો દરેક સદ્ગ્રહસ્થ ખાત્રી રાખે છે કે મુંબઇના કપોળ ભાઈ આ સ્વરાત્ર હવામાં વસે છે કાયદા કાનુનનું જ્ઞાન પણ ધરાવે છે ન્યાત અને મંડલીના રીવાજોથી પુરતા વાકેફ છે તે ભાઈઓ કદીપણુ ખોટેરસ્તે ઉશ્કેરણીથી દોરાશે નહીં.

ગુદસ્ત સાલમાં આપણા માંનવંતા શેઠ વરજીવનદાશના કાર્ય પ્રસગે મુંબઇની કપોળ નાતના તડ બાવીશ વરસે જે સદ્ગૃહસ્થોએ મહામેહનતે ભેગા કર્યા છે તે ગૃહસ્થોના ઉપકાર-તલે કપોળ ભાઇઓ આવેલા છે તેવા સદ્ગૃહસ્થોની મહેનત ઉપર પાણીફેરવવા બકોર અને શામજીના કર્તાએ આ રસ્તો યોજો છે એમ દરેક સર્જ્જન પુરૂષ કબુલ રાખ્યા વગર રહેશે નહીં.

આ હકીકત બંધ કરતી વખત જણાવુંછુંકે આ કજીઆનો નીકાલ લાવવા તરફ શેઠ મોનદાશ અને તેના હમશરીકોની ઇચ્છા નથી માન અને મમતમાં આ કજીઓ આવે દરજે પોહચાડી દુનીયાની બત્રીશીએ કપોળની જ્ઞાતને ચડાવી છે અને પોતે બીકમાં દીવસ ગાળે છે કે

જો કપોલ બાઇઓ એકત્ર થઇ આનો ઇન્સાફ કરસે તો જે કુંવારી અને નાતબારી કન્યા લવજી પારેખે બેસારી છે તેને શેઠે મદદ આપી છે તેવો દોષ પોતા ઉપર સાબેત થશે તો તેનું પરિણામ વિપરીત આવશે. એવું માની ગમેતે પ્રયત્ને દેલવાડીઆ અને ઘોઘારીને જુદા પાડી પોતે કરેલા અપરાધનો ઇન્સાફ નહીં થવા દેતાં ધુડધફે કરવું એવા ખાસ ઇરાદાથી ઠેકઠેકાણે આ કજીઆને જુદે રૂપે ચરચાવી યત્નો આદર્યાં છે. ગ્નાતના ભલુ ઇચ્છનારા ગ્નાતી બાઈઓની ફરજ છે કે આ કજીઆનો સહેલો અને ટુંકે રસ્તે નીકાલ થાએ તેમ છે. દેશાવર ના૰ ચાર બાઇઓની સાથે મુંબઇના ચાર સદ્‌ગ્રહસ્થો મલી પંચાતથી અથવા મુંબઇના સદગ્રહસ્થો દેસના પંચ ઉપર સરપંચ રહી નીકાલ કરવો ધારે તો બનવું અસક્ય નથી, માટે સદ્‌ગ્રહસ્થો ગ્નાતીની પાયમાલી થતી અટકાવવાની દાઝ હૈડે ધરતા હોતો ગ્નાતીનું શ્રેય થાય એવો રસ્તો યોજવા આગલ પડસો પણ ખોટા પોકરોથી કોઇપણ બાઇઓ દોરાસો નહીં.

---

## નોટીસ.

તા૰ ૧૧ મી મે સને ૧૮૯૭.

## ભટ રગનાથ સદુરામે વકીલને આપેલી નોટીસ.

### મીસ્તર પરભુદાસ મોતીચંદ વકીલની. કુંપની,

**મુ. ભાવનગર.**

જત અમો નીચે સહી કરનાર ભટ રગનાથ સદુરામ તમારી નોટીસનો ઉત્તર આપું છઉં જે

૧. પ્રથમ તમારા અસીલ ચત્રભુજ ગોવીંદજી તથા તુલસીદાસ જેઠા તથા ભગવાનદાસ ભવાનભાઇ અને કપોલ નાતના ગોર કંડોલીઆ ગાંડા ત્રીકમને અમોએ નોટીસથી ખબર આપેલ છે કે તમો સઘલા મલી અમારે ત્યાં મુકેલા રૂપૈયાની ખાતાવાલી ચોપડી લાવી ખાતુ સરખુ કરી ચુકતે હિશાબે રૂપૈયા લઇ જવા જો તેમાં લખેલી મુદતમાં રૂપૈયા નહિ લઇ જશો તો વ્યાજ આપીશું નહિં ને અમો જોખમદારીમાંથી મુક્ત થવા સલાહ મલ્યા પ્રમાણે ઇન્ટર પ્લીડર સુટ માંડીશુ ઇત્યાદી લખી આપે.

૨. તમારા અસીલોને અને શેઠ ભગવાનદાસ ભવાનભાઇને અરસપરસ તકરાર પડેલ હોવાથી તેઓ મલી રૂપૈયા લઇ જતાં નથી છતાં તમોએ અમોને આપેલી નોટીશ એ રૂપૈયા અમારી પાસે માગ્યા છતાં આજ કાલ આપવાના વાયદા કરી છેવટે તમોએ અયોગ્ય હકીકત નોટીશથીં જણાવી તે તમારી સાહુકારીને છાજતી વાત નથી આ ઉપરથી ખોટી ટીકા કરવી તે લાયક માણસને છાજતી નથી કેમકે તમારા લખેલા પ્રમાણે કાંઇ પણ બીના બનેલી નથી.

૩. અમારે ત્યાં જે રૂપૈયા મુકેલા છે તે ભગવાનદાસ ભવાનભાઈ તથા ન્યાત ગોર ગાંડા ત્રીકમ તથ તમારા અસીલોએ મુકેલ છે કંઇ તમારા અસીલોએ એકલાજ મુકેલા એમ કાંઇ નથી એમ અમારા ચોપડા જોવરાવતાં માલમ પડેલ છે માટે તમારા અસીલો તથા ન્યાતના મુખ્ય શેઠ ભગવાનદાશ ભવાનભાઇ અને ન્યાત ગોર ગાંડા ત્રીકમ મલીને એ રૂપૈયા લઇ જાયતો અમો આપવાને માટે ઘણા ખુસી છીએ એટલુંજ નહી પણ તમારા અસીલોને ગ્નાતીની અંદર અરસપરસ તકરાર પડેલી છે તેથી તેને જો અમો તેને ખાતે રૂપૈયા લ્યેતો

અમો આપવાને તૈયાર છીયે એ પ્રમાણે ઘણી વખત કહ્યા કેહવરાવ્યા છતાં સારા ગૃહસ્થના રૂબરૂ એ પ્રમાણે લેવાની ના કહી છે.

૪. તમો વીચાર કરો કે આ રૂપૈયા કાંઇ તમારા અસીલોના અંગત નથી પણ ન્યાત તરફના છે ને ન્યાતમાં જ્યારે તકરાર પડી એ પક્ષ પડયા ત્યારે અમારે કોને રૂપૈયા આપવા ને અમારે માથેથી શી રીતે જવાબદારી ઉતારવી તે વીચાર કર્યા સીવાય વગર આધારે રૂપૈયા લેવાની માગણી કરી છે તે ગેરવ્યાજબી છે.

૫. હવે મારે છેવટ એટલુંજ લખવું બસ થશે કે ન્યાતના મુખ્ય શેઠ ભગવાનદાસ ભવાનભાઈ તથા તમારા અસીલોને અને ન્યાત ગોર ગાંડા ત્રીકમ મલી ન્યાતની ચોપડીમાં અમારી પાસેથી પડાવી લીધેલ ખાતુ લાવી શરભર કરી રૂપૈયા લઇ જવા વ્યાજ નહિં આપીએ એવી તો અમોએ પ્રથમથીજ સુચના આપી છે હવે અમોને નોટીશનો ખરચ થએલ છે તેપણ આપવો પડશે એટલુંજ નહિ પણ જો તમો દાવો કરશો તો સલાહ મળ્યા પ્રમાણે કોર્ટમાં રૂપૈયા રજુ કરીશ તેનો અથવા તમો દાવો નહિ કરો તો અમો કાયદેસર પગલાં ભરતાં જે ખર્ચ થશે તે તમામ તમારા અસીલોએ ભોગવવો પડશે એમ નકી સમજવું.

૧ ભટ રગનાથ સદુરામ સહી દા. પોતે.

---

## ભટ રઘનાથ સદુરામે આપેલી નોંટીશ.

કોઠારી ચત્રભુજ ગોવીંદજી.

મુ. ભાવનગર.

જત અમો નીચે સહી કરનાર ભટ રગનાથ સદુરામ ભાવનગર નાતે આ નોટીશથી તમોને ખબર આપૂછું કે તમો તથા તુલસીદાસ જેઠા ભાઇ અને તમો કપોલ જ્ઞાતીનો ગોર કડોશીઆ ગાંડા ત્રીકમ મલી તમારો કપોળ જ્ઞાતીના રૂપૈયા અમારી દુકાને જમા કરાવી ગયાછે તે રૂપૈયા રાખવાની અમારી બીલકુલ મરજી નથી તેથી તે રૂપૈયા લઇ જઇ અમારા નામનું ખાતુ સરભર કરી નાંખો આ પ્રમાણે અમોએ રૂબરૂ એકથી વધારે વખત કહ્યા છતાં હજુ સુધી કરેલ નથી તેથી લખી તમાર ખબર આપવાની જરૂર થઇ છે કે.

તમારી જ્ઞાતીના શેઠીઆ ભગવાનદાસ ભવાનભાઈએ અમોને નોટીશ આપી છે કે એ રૂપૈઆ અમારા છે માટે તમારે અમારી મંજુરી સીવાય ન્યાતના કોઈ ગૃહસ્થને કે મજકુર ગોરને રૂપૈઆ આપવા નહિ આ પ્રમાણે તમારે ને તેને તકરાર પડતાં જુદા જુદા તડ પડ્યાથી અમોને નોટીશ આપી છે માટે તમે બન્ને પક્ષ મલી અમારે ત્યાંથી ન્યાતના રૂપૈયા ઉપાડી જવાને અમારૂં ખાતુ સરખું કરી નાંખવું જો તે પ્રમાણે નહિ કરો તો અમો વ્યાજ બીલકુલ આપસુ નહિં એમ નકી સમજવું તેમજ એ રૂપૈયાના જોખમદાર અમો નહિં રહેવાને માટે તમારા ઉપર કાયદે સર સલાહ મલ્યા પ્રમાણે કોર્ટ દ્વારાએ ઇલાજ લેવો પડશે ને તેનો ખર્ચ તમારે ભોગવવો પડશે સીવાય આ નોટીશ ઘડામણ તથા રેજીસ્ટરનો ખર્ચ તમારે આપવો પડશે. તા૦ ૪ મે સને ૧૮૯૭.

ભટ. રઘનાથ, સદુરામની સહી દા. પોતે.

સદા મહેરબાન પરમ પ્રીય,

શેઠ શ્રી ત્રીભોવંનદાશ મંગળદાસ નથુભાઈની સેવામાં.

મુંબઇ.-

ભાવનગરથી અમો નીચે સહી કરનાર સ્વજ્ઞાતીભાઈઓના જેય શ્રીકૃશ્ન માન્ય કરસો, વિસેષ આ પત્રથી આપ અને સ્વજ્ઞાતીભાઈઓનું ધ્યાન. ખેંચી વાંચવાની તસ્દી આપી છે તે એટલા સારૂ કે બકોર અને સામજીની નાટકરૂપે છપાએલી ચોપડી મહુવાના પારેખ લવજી વીઠલની સાથે વેહવાર કરનાર અને તેઓના સામેલ રહેનાર ભાઇઓની સલાહથી ભરેલા ગેર કૃત્યના પગલાં છુંપાતવાના હેતુથી મહુવાના રહીસ મહેતાજી જાદવજી માવજી ગાંધીએ બાહાર પાડેલી છે. તે ચોપડી અમો વીગેરે ભાઇઓ વાંચી જોતાં તેમાં કેટલીએક વાત રૂપાંતર ફેર તથા કેટલીએક વાત તદન નહીં બનેલી પાયા વગરની છાપેલી છે.

એ બાબતનો સઘળો ખુલાશો સર્વ ભાઇઓ પાસે કરવાને વખતની જોગવાઈ જોઇએ દરમ્યાન એ ચોપડીમાં જુઠાણું કેટલુ છે. તે આપને નજર આગળ લાવવાને માટે તેમાંની ફક્ત એકજ વાત જે કે અહીની જ્ઞાતીમાં હાલમાં ઉઠેલી તકરારને સંબંધે આપને જણાવીએ છીએ કે સદરહુ ચોપડીને પાને ૬૮ મે દોસી ભગવાનભાઇ ભવાંનભાઇ તથા સંઘવી ગોપાળજી તેજપાળે આપ ઉપર કાગળ લખેલો તેમાં છપાએલો છે એ પત્રમાં પોતાનુ નીરદોષપણું બતાવ્યું છે મગર તેનું બીજ રોપી વૃક્ષ એ કાગળ લખનાર ભાઇઓએ ઉછેરી મોટુ કર્યું છે તે નીચેની હકીકતથી આપ વીગેરે સુજ્ઞ ભાઇઓને સેહેલાઈથી જ જાણ આવશેઃ—

મહુવાના પારેખ લવજી વીઠલને સવંત ૧૯૫૨ ના કારતક વદી ૧૧ ના રોજ જ્ઞાતીની મરીયાદા વીરૂધ્ધ મહુવાના સેઠ મોનદાસ વીગેરે એ પોતાની પંગતમાં લીધો તેને-વાસ્તે અહીં સુલેહ જાળવવાં અને જ્ઞાતીની મર્યાદા સાચવવા ખાતર સીહોર અને ભાવ-નગરના જ્ઞાતીભાઈઓએ પોતાથી બનતું કર્યું પણ લવજીની સાથે વહેવાર કરનાર મહુ વાવાળાને મદદગાર ભાવનગરના ભગવાન દોસી અને ગોપાલજી સંઘવી વીગેરે થઇ ભવી-ષ્યને માટે જ્ઞાતીના હીત સામે નજર નહીં કરતાં પોતાની હઠીલાઇમાં મકમ. રહ્યા તેથી લાચારીથી તે ભાઈઓથી છુટા પડવાનો વખત આવ્યો તે બાબે એ સંબંધમાં ચાલેલી તજવીજ તથા પત્રો વીગેરેની છપાવવામાં આવેલી ચોપડીની એક પ્રત આપના ધ્યાન ઉપર તે હકીકત લાવવા માટે મોકલી છે-,

ભગવાન દોસી તથા ગોપાળજી સંઘવી વીગેરેએ તે વખતે ઈરાદાપૂર્વક જ્ઞાતીની મર્યાદા તોડવા મમતે ચડી અવળાઇ કરી તેમના કાકાના દીકરા દોસી પ્રાગજીભાઈ ખોડીદાસ વીગેરે ભાઇઓએ ભાઇને ઘણી રીતે વીન્યપુર્વક કહ્યું તથા કહેવરાવ્યું તેમ છતાં તેનું વલણ વ્યાજબી રીતે ન રહ્યું કારણુ લવજી પારેખના ભાઇ કેશવજી વીઠલના દીકરા વેરે ભગવાનભાઇની દીકરી આપેલી તે સંબંધને લીધે જ્ઞાતીમાં પોતે વૃદ્ધ વયને લીધે છત્ર ગણાય છતાં વ્યાજબી તરફ ન રહ્યા તેથી એ પ્રાગજીભાઇ વીગેરે દસ બાર દેલવાડીઆ ભાઇઓ સઘળા ભાઇઓની સાથે નાતની મર્યાદા સાચવવા માટે સામેલ થયા અને ભગવાનભાઈ તથા

ગોપાળજી સંઘવી તથા તેની બેહેનો ભાણેજ તથા લાગતાવળગતા સુમારે વીસ ઘર એ તરફ રહ્યાં જો એ ભાઇઓએ તે વખતે દીર્ઘ દ્રષ્ટી વાપરી હતે તો ભાવનગરની આપણી જ્ઞાતીમાં ઘરોઘર કજીયાની રડાકુટ ચાલે છે તે થવાનો વખત આવત નહીં. પરંતુ એવું તેમનું કૃતવ્ય હતું નહીં તેથી વીરૂધ દેલવાડીઆ અને ઘોઘારી કેમ અને કયારે જુદા પડે એવો દાળ ઉપર આ બાજીની રચનારચી અને ઉપર જણાવેલ આપ ઉપર ઉપરનો કાગળ ખાત્રી કરે છે. કે તેમાં સાફ ઘોઘારી ભાઇઓને નજર આગળ કર્યા છે. ત્યારે સવાલ એ છે કે વ્યાજબી અને ધર્મ પક્ષમાં રહેનાર પ્રાગજી દોસી વીગેરને તેવો દેલવાડીઆ નહીં માનતા હોય અથવા માનતા હશે તો. વીકલ રઘાનું ઘર આ દેશમાં માંન પામેલું અને મહત્વવાળું ગણાય તે તેમની ગણુતરીમાં નહીં હશે પરંતુ તેવો આવાત બતાવે તો ત્યાંના દેલવાડીઆ ભાઇઓને ઉશકેરવા એ કાગળ રૂપી હથીયાર વાપરું છે તેં વાંચનારની નજરમાં ઘડીભર નહી: ટકી શકશે એવું ખુલ્લું પડી આવે એવા હેતુથી એ કાગળ લખનાર ભાઈઓએ પ્રાગજી દોસી વીગેરેનાં નામ બતાવ્યાં નથી ભગવાન દોસી જેવા ગૃહસ્થે આપને ફરેબ આપવાને કેવો પ્રપંચ રૂપી કાગળ લખ્યો છે તેની તુલના આપ કરશો, હવે અહીની જ્ઞાતીમાં પડેલી તકરાર સંબંધી હકીકત આપના ધ્યાન ઉપર લાવીએ છીએ ઉપર જણાવ્યા મુજબ સવંત ૧૯૫૨ ના માગસર શુદ ૫ ના રોજ બસો ઘરના ભાઇઓના સમુદાયમાંથી. ભગવાનભાઈ વીગેરે જુદા. પડયા છતાં અહીના સર્વ ભાઈઓને વીચાર આ તકરાર મત ભેદની છે તેથી સર્વ ભાઇઓએ કરેલા ઠરાવ પ્રમાણે વરતી વધારે ફીસાદમાં નહીં ઉતરવાના હેતુથી જુદા પડેલા ભાઇઓએને ત્યાં એકથી વધા.રે વખત જ્યારે. જ્યારે અવસરો આવ્યા. ત્યારે ત્યારે ન્યાતની જગ્યો અને વાંસણો આપવામાં કોઠારી ચત્રભુજ વીગેરેએ કસોપણ વાંધો નહીં લેતાં જુદા પડેલા ભાઇઓને નાતની જગ્યો અને વાસણો વાપરવા આપેલાં એ વહીવટ ગયા. ચૈત્ર માસ સુધી ચાલ્યો.

સાધારણ કહેવત મુજબ કપટને પગ હોતા નથી તેમ લાંબી મુદ્દત નભી શકતું નથી. ભગવાંન ભાઇના ઇરાદાનું પ્રસીધીમાં આવવુ ગયા ચૈત્ર માસ સંધીથી સરૂ થયું તે એ રીતે કે ઘણા વખતથી જ્ઞાતીની માલીક ત્યા તેનું દફતર અને તેના અંગના દસ્તાવેજો કોઠારી ચત્રભજ ગોવીંદજીને ત્યા રહે છે અને તેમની પાસે જ્ઞાતી તરફનું કામકાજ કરનાર કડોલીઆ ગાંડા ત્રીકમનો કર હતો તેનાથી વેપારી વીગેરે પાસે લેહણાની બાકી મુકાવવાની ચોપડી પોતાની દુકામાં હાથ નહીં આવી તે ગોતી આપવા કહેતાં તેના ચહેરા ઉપર ગ્લાની ઢલીએ ચોપડી મજકુર ગાંડાએ ગુમ કરી એમ સક આવ્યો વળી બાતમી પણ મળી, તે ઉપરથી જ્ઞાતીના મુખ્ય આગેવાન ભાઇઓએ એકઠાં થઇ મજકુર ગાંડાને ચોપડી રજુ કરવા તાકીદ કરતાં તે ગાંડાએ કહ્યું કે ભગવાનભાઇના કહેવાથી સાત આઠ માસ પહેલાં ચત્રભજ કોઠારીને પુછ્યાવીના હું ચોપડી તેમની દુકાનેથી લઇ ગયો છું. અને ભગવાનભાઇને આપેલી છે, આવાં તેના કૃત્યોથી સર્વ ભાઇઓનો તેના ઉપરનો વીશ્વાસ ઉઠી જતાં તેના હથું વાસણ અપાતાં તથા ઉઘરાણી લેવાતી તેનો તપાસ કરતાં ગાંડાની ઘણી ગડબડનું પોગળ જણાઇ આવ્યું તેને માટે ઈનસાફની દેવડીએ દાદે ચડીએ તો તે બેશક સજાને ભોગ થાય, પરંતુ તે જ્ઞાતીનો ગોર, જાતે ભીક્ષુક, એટલે દયાની ખાતર એ રસ્તે નહી જતાં તેણે સર્વ ભાઇઓએ ભેગા થઈ કહ્યું, કે તે જે ગડબડ કરી છે તેમાં ઉચાપત કરેલી રકમ ન્યાતને નહીં વસુલ આપતાં સુધી, તથા જે બાબત તને ખુલાસા પુછ્યા છે તેના જવાબ વ્યાજબી આપતાં સુધી તને જ્ઞાતીભાઇઓ

તરફથી લાગા બાબત તથા બાક્ષાની ચપટી તથા કંડોલઆની જ્ઞાતીની સાથેનું નોતરૂં આપવામાં નહીં આવે. આવો ઠરાવ જ્ઞાતીભાઇઓએ એવા હેતુથી કર્યો, કે ઉચાપત થએલી રકમ વીગેરે બાબતનું આવા જ્ઞાતીના હુકમથી એ ગાંડો સમાધાન કરી આપશે અને તે પ્રમાણે એ ગાંડાને સર્વ ભાઇઓનું મન મનાવવાની બેશક ફરજ પડત, પરંતુ ગાંડો તે ગાંડો તેમાં વલી ભગવાનભાઇ તથા ગોપાલજી સંઘવી વીગેરે તેને સહાય ભુત થયા ત્યારે એ ગાંડો શા માટે સામો થઈ ન બેસે; આ ઉપરથી આપ વીગેરે ભાઈઓએ ખ્યાલ કરવાનોછે કે જ્ઞાતીનો નુકસાની તરફ ભગવાનભાઇ વીગેરે એ વીચાર નહીં કરતાં એના લાયક કૃત્ય કરનારની મદદમાં ઉભા રહીં જ્ઞાતી ભાઇઓ તરફ પોતે કેવી કડવી નજરથી વરતેલ છે તેની સેહેલાઇથી આપ તુલના કરશો;

ઉપર બતાવેલ ચોપડીની તકરારમાં રૂગનાથજી સદુરામ નામના વેપારીને ત્યાં જ્ઞાતીના લેહેણા રૂપીયા અટકાવવા ભગવાંન ભાઈએ નોટીશ આપ્યાનું ગાંડા કંડોલીઆએ આડકતરી રીતે જણાવ્યું, તેથી રૂગનાથ સદુરામ પાસે માણુસ મોકલી તપાસ કરાવતાં તેણે કહ્યું કે ભગવાન ભાઇએ નોટીશ આપી રૂપીયા અટકાવ્યાછે. આ વાત લગભગ ગયા વૈસાક માસમાં સર્વે ભાઇઓએ સીહોરથી મેહતા ભાઈચંદભાઇ સામજીને બોલાવી હકીકતથી વાકેફ કરી સર્વાનુંમતે મેહતા મજકુર તથા ગામના બે પ્રમાણીક અને ત્રાયેત ગૃહસ્થો ભગવાનભાઇ પાસે જઇ ન્યાતના રૂપીયા માટે નોટીશ આપવી એ વ્યાજબી નથી. તેના જવાબમાં ભગવાનભાઇએ પોતેજ કહ્યું કે નોટીશ થોડાં રોજ થયાં નહીં પણ સં. ૧૯૫૨ ના માગસર સુદ ૬ ના રોજે જ્ઞાતીમાં તકરાર પડયા પછી સુમારે ૧૫ પંદર દીવસે આપેલી છે. જ્ઞાતીભાઈઓ થોડા માસથી નોટીસ આપ્યાનું સમજતાં હોય તો તેમ નથી. આ રૂપીઆ કોઠારી ચત્રભુજ ગોવીંદજી, તથા કાણકીયા તળશીદાસ જેઠા, તથા દોશી ભગવાનભાઇ ભવાનભાઇના નામથી મજકુર વેપારીને ત્યાં જ્ઞાતીના જમા છે, તેવું છતાંએક ભગવાનભાઈએ એ રૂપીયા પોતાના છે એવો કલ્પીત દાવો ધરાવી જ્ઞાતીના કોઈ ભાઈને જાણ કર્યા સિવાય રૂપીયા અટકાવવા નોટીસ આપી. આ કેવું સહસાકૃત્ય કર્યું કહેવાય. આ વાત થયા અગાઉ કોઇ ભાઈઓને ખબર કરી નહીં, તેટલુંજ નહીં પણ એ વેપારીને પેટામાં લીધો તેથી તેણે પણ ત્રણ નામના ચત્રભજ કોઠારી અથવા તલસીદાસ કાણકીઆને ત્યાં બીજા જ્ઞાતી ભાઇને ઉપરની વાત જાહેરમાં આવી ત્યાં સુધી ખબર નહીં આપ્યા, અગર નહીં તો સાહુકારની આંટ મુજબ ઉપર પ્રમાણે ત્રણ નામની એકજણે નોટીસ આપી ત્યારે બાકીના બે નામ વાળાને અવશ્ય ખબર આપવાની તેની ફરજ હતી. તે ભગવાન દોસીના દબાણ અને તેણે તેના ઉપર ચલાવેલ લાગવગથી મજકુર વેપારીને નામોસી લેવાનો વખત આવ્યો છે.

ઉપર મુજબ ભગવાનભાઇએ જ્ઞાતીના રૂપીઆ ત્રણ નામથી જમા કરાવેલા તે પોતે છુપી રીતે નોટીસ આપી અટકાવ્યા, તે પ્રમાણીક અને વ્યાજબી નજરે જોનારાએ સારૂ કૃત્ય કર્યું એમ કોઇ રીતે કહેસે નહીં; ઉપર જણાવેલા રૂપીયા પોતાના માનવાનું, જે તેનો મીથ્યા અભીમાન ગણે છે, તેની હકીકત એવી છે કે સં.૧૯૧૫ ની સાલમાં ભગવાન દોસીના બાપ ભવાન દોસીએ રૂવાપરીના દરવાજા બહાર જ્ઞાતીને ભોજન કરવાનું મકાન અર્પણ કરેલું. અને જ્ઞાતીને તે વખત કબુલત લખી આપેલી જેની નકલ આપના ધ્યાન ઉપર લાવવા આ સાથે મોજુદ છે.

ભગવાન દોસીના પીતાએ અર્પણ કર્યા છતાં જગ્યાની કીંમત વખતને લઇ વધી તેથી ભગવાન ભાઇનું મન લાલચમાં પડી લલચાણું. સાંભળવા પ્રમાણે આપેલી કબુલાત મુજબ તેમના પીતા ભગવાનભાઇ તથા તેમના ભાઇ હરજીવનદાસે અર્પણ કરેલું મકાન જ્ઞાતીને સોંપવા એકથી વધારે વાર કહયું પણ નાણાથી લલચાએલા લોભ વસ થએલા ભગવાનભાઇને ગલેથી નહીં છુંટયુ; જ્યારે જ્યારે જ્ઞાતીભાઇઓ ભગવાનદોસી પાસે માંગણી કરતાં ત્યારે ત્યારે જુઠા દીલાસા આપી લંબાવતા ગયા. છેવટ જ્ઞાતીને અર્પણ કરેલું મકાન રૂ ૬૫૦૦) થી વેચી નાંખ્યું જે ઉપરથી સર્વ જ્ઞાતીભાઇઓને નાખુસ થવાનો વખત આવ્યો જોશો ભગવાનભાઇનું પ્રમાણીકપણું.

ઉપર જણાવેલું મકાન વેચી નાંખ્યું ત્યારે જ્ઞાતીને ભોજનસાળાની અગવડ દુર કરવા સં. ૧૯૪૨ ની સાલમાં જ્ઞાતીભાઇઓએ ટીપ કરીને મકાન કરાવ્યું તે પછી સં. ૧૯૪૫ની સાલમાં ભગવાનભાઇના પીતા ગુજરી ગયા ત્યારે સર્વજ્ઞાતીભાઈઓએ ન્યાતને અર્પણ કરેલું મકાન તમારે વેચવાનો હક નહીં છતાં વેચી નાંખ્યું તેની તકરાર દેસાવરથી આવેલા જ્ઞાતીભાઇઓ પાસે મુકતાં ભગવાનભાઇએ કરેલું કૃત્ય ગેરવાજબી જણાયાથી તેને સર્વેએ બહુ રીતે કહ્યું સાંભળ્યું પણ પોતાને આવેલી મોટી રકમ અને લાંબી મુદતનું વ્યાજ આપવા કોઈ રીતે ગળે ઉતરે નહીં અને જો નાત તે વખતે મમત કરે તો વૃદ્ધ ઉમરે પોહોંચી ભવીષ પામેલા ભવાનભાઈનું કાર્ય બગડે તે સારૂં નહીં તેથી યોગ્ય ઘસારો ખાઇને પણ સુલેહ જાલવવી એવા ઇરાદાથી જ્ઞાતીભાઇઓ પંચથી નીકાલ લેવા કબુલ થયાં તેથી નીમાએલા પંચોએ રૂ ૪૭૫૧) જ્ઞાતીને ભગવાનભાઇ આપે એવું ઠરાવ્યું તે ઠરાવ તથા તરફેણોને સહ્નોએ લખી આપેલ પચાત નામાની નકલ આપના ધ્યાનમાં લેવા માટે આ સાથે સામેલ રાખી છે, જુવો પાને ૨૬.

સદરહું કાગળો ધ્યાનમાં લેવાથી એ રૂપીયા ઉપર જ્ઞાતીભાઈઓ સીવાય ભગવાન ભાઇએ હાલ કોરટમાં જાહેર કર્યું તે પ્રમાણે તેમનો બીલકુલ હક નથી. હક માત્ર એટલો છે કે મકાન થતી વખત સીલા લેખમાં તેનું નામ નાંખવાનુંછે જો કે એ રૂપીયા ગોવીંદજી કોઠારીને ત્યાંજ રહેછે તેથી જ્ઞાતીના રૂપીયા વ્યાજ ખાતર વેપારીને ત્યાં કોઠારી મજકુર ન્યાતની વતી પોતાને નામેથી રાખેલા હોય તો રાખી સકત પણ જ્ઞાતીનું કામ એકથી વધારે ભાઈઓના નામે કરવાથી ભવીષ્યમાં અપવાદ ન આવે તેવા વીચારથી ખાસ તેણેજ પોતા સાથે દોસીભગવાનભાઇ તથા કાણકીયા તુલશીદાસને નામે રગનાથ સદુરામને ત્યાં જમા કરાવ્યા આ રીતે મજકુર કોઠારીએ વાપરેલી પોતાની ભલમનસાઇનો બદલાનો ભગવાનભાઇએ ઉલટી રીતે ઉપયોગ કર્યો.

આ હકીકત ઉપર આપ વીચાર કરશો કે ભગવાનભાઇએ નોટીસ આપી જ્ઞાતીના રૂપીયા અટકાવ્યા અને તેને વાસ્તે જ્ઞાતીભાઈઓને રગનાથ સદુરામ પાસે નોટીસ અપાવી ઇનસાફની દેવડીએ ચડવાનો વખત મેળવી આપી ખરચના બોજામાં ઉતાર્યાં તે તેણે વ્યાજબી કર્યું કહેવાશે એમ કોઇ માનશે ?

ઉપર જણાવેલ રૂપીયાને માટે તથા હવે પછીને માટે તકરાર નહીં ઉઠે તેને વાસ્તે વષ્ટીએ મોકલેલ ભાઇચંદ મેહતા વીગેરેની સાથે માંજનની અને ભગવાનભાઇની વચે નીરાણેની વાત ચાલતી હતી દરમ્યાન ઉપર કહ્યા પ્રમાણે કોઠારી ગવરજ તથા કાણકીઆ તળશીદાસને

નોટીશ અપાવી જેની નકલ સાથે છે. હવે જોવાનું એ છે કે એ નોટીશમાં ભગવાનભાઇની સાથે મળી રૂપીઆ લઇ જવાનું સાફ લખેલું છે. ભગવાનભાઇથી આ કૃત્ય થએલું છે ત્યારે તે રૂપીયા લેવા જવામાં સામેલ થાય એ આશા વ્યર્થ નોટીસમાં જણાવ્યા મુજબ વેપારી જ્યારે વ્યાજ ન આપે તેની નુકસાની તથા રૂપીયાની કજારજાના ભયથી કોરટને બારણે ચડાવવાની ફરજ ભગવાનભાઇ તથા તેના મદદગાર ગોપાલજી સંઘવી વીગેરેએ પાડી છે એ કહેવું અપવાદ ભરેલું કહેવાસે નહી.

ભટ રઘનાર્થ સદુરામ પાસેથી વીયાજ સાથે નાણા વસુલ લેવા દાવા અરજી કોરટે કરવી પડી તેની નકલ આપ વીગેરે ભાઇઓને ઉલટો અસર થવા માટે બકોર અને શામજીવાળી ચોપડીને પાને ૩૧ એકત્રીસમે દાખલ કરીછે પરંતુ તે દાવામાં તેવોએ કોરટમાં જવાબ પોતે આપ્યો તે બીલકુલ દાખલ કરેલો નથી તે એવા હેતુ માટે કે એ જવાબ સાથે છાપેતો તે ભાઇઓ વીવેકની હદ ઓળંગી કહેવી ભાષા વાપરી છે તેની તુલ્યના ધોલ્વારીભાઇ એકજ નહીં પણ સમજુ વર્ગના દેલવાડીઆ ભાઇઓને પણ ખોટું લાગે તેવી વરતાણુંક તેમાં ચલાવી છે જેની નકલ આ સાથે રાખીછે. ઇનસાફ કોઇનું મો રાખનાર નથી જે વીયાજબી હસે તે થસે પણ ભગવાનભાઇ પોતાનું રૂપ ચુકી જઇ બીજાને આધીન થઇ તેના દોર્યા આડે રસ્તે દોરવાઇ એ ભાઇએ જે શબ્દો વાપરેલાછે તે શબ્દે શબ્દનો સામો રદીઓ આ જગોએ આપવો એ પણ આ કાગળ લખનાર અમો સરસ ભરેલો માનીએ છીએ. પરંતું આપ વીગેર ભાઇઓને તુલ્યના કરવાની છે કે એ બુજરંગ અને અનુભવી ભગવાન ભાઇએ પોતાના બુપણનો કાઇ પણ વીચાર નહી કરતાં પોતાના હીમાયતીઓના હાથમાંહથી આર થઇ વીવેકની હદ ચુકી ગયા એટલું નહીં પણ ઘોલ્વારી ભાઇઓનેહલકા સબ્દો કહેવામાં સતોષ માની સમજુ દેલવાડીઆ ભાઇઓને તેની પરીક્ષા કરવાનો વખત પોતે લાવી આપ્યો. આ કહેવુ જરા માત્ર પણ ખોટું માનતા નથી, ભગવાનભાઇ બીજાનું હથીયાર થઈ આડે રસ્તે દોરાઇ ખોટું કરવામાં આગળ પડી આપને ખોટું જણાવવામાં જે હીંમત કરીછે તે એક આપ ઉપરના પત્રમાં મકાન અને વાસણનો કબજો પોતાના તરફનોજ હોય એવું મનાવવા પોતા તરફ રહેનારા અગવડ વેઠી ઉદાર દીલે અમોને છુટથી આપવાનું જણાવે છે તે ભાઇ ખોટા તે ખોટા તેનું પગ વગરનું ટટું આગળ ચાલસે કે કેમ તેનો પલવાર પણ વીચાર કર્યા વગર હડ હડતું જુઠું બીજા જુઠા સાથે જોડી કાઢ્યું. અમે હીંમતથી કહીએ છીએ તેની લખેલી વાત બીલકુલ પાયા વગરની છે. છુટા પડયા અગાઉ લાંબી મુદતથી જગો અને વાસણોનો તેનો કબજો નથી તેની અગવડ ન આવે તેથી તે જે અમો વાપરવાં આપતા તે ભાઇઓને આપ મેહરબાની કરી પુછવા તસ્દી લેસો તો જણાઇ આવસે કે ન્યાતના આવક જાવકના હીસાબના ચોપડા સીલક અને દસ્તાવેજ વગેરે ની કુંચીઓ તેમને ત્યાં કોઇ દીવસ રહેલીછે એ સવાલ કરવામાં આવસે તો ભોળા ભટના ભોપાળાની પેઠે ભગવાનભાઈનું ભોપાળુ નીકળસે પણ ખરી રીતે ઘણા લાંબા વરસો થયાં ચત્રભજ કોઠારી ન્યાત તરફથી અમો કહીએ છીએ કે તેઓને ત્યાં સઘળો વહીવટ છે;

જ્ઞાતીના મકાન અને વાસણો પણ ચત્રભજ કોઠારીના કબજામાં હોઇને હાલ સુધી જ્ઞાતી ભાઇઓ તેની પાસે ખપ વખતે રજા મેળવવા જવાનો રીવાજ છે ભગવાનભાઇ વગેરેને નહીં ગોઠવાથી તેમના દીકરા તથા એ તરફના બીજા ભાઇઓ માણસોની મદદ લઈ

જ્ઞાતીના વંડામાં ચુપકીથી દાખલ થવાનો પ્રયત્ન આદરેલ પણ તેની તેવી વર્તણુંકની સર્વ ભાઈઓને ખબર મળવાથી ત્યાં જઈ પોહોચ્યાં આ તરફના ભાઇઓની સહનસીલતાને લીધે સારા ભાગ્યે તેવો ફીસાદ કરવા આવ્યા હતા પણ સામો નહી કરતાં ધીરજથી આવેલું આફત રૂપી વાદળું દુર કર્યું અને તે ભાઇઓને છુપા કૃત્ય કરવાનો ઇરાદો બહાર પડતાં પાછું જાવું પડયું હવે આ રીતે તેવોએ કરેલી ગેર વરતણુંકથી હવે પછી એવી ચાલ ચુલાવી વખતે મકાનનો કબજો કરી લીએ તેમ નહીં થવાને માટે સર્વ ભાઇઓને બંદોબસ્તના ખર્ચમાં ઉતરવાની ભગવાન ભાઇએજ ફરજ પાડીછે નહીતો પેરીગ્રાફ ૪ માં લખા મુજબ એ મકાનની વપરાસ કરવા દેવા માટે આ તરફથી કયારે વાંધો લેવાંમાં આવ્યો નહીં હતો. સથરાવાળા મેહતા ભોટ કમળશીને ત્યાં કારજમાં ન્યાતને નામે પ્રગણામાં અમને આમંત્રણ કરાવ્યું પણ તેમાંજ મહુવાના પારેખ લવજી વીઠલ સાથે સબંધ રાખનારા સીવાય સમસ્ત નાતે પધારવું ઇત્યાદી ઇત્યાદી,

એવું પોતાને અપમાન આપવાના હેતુથી મજા કરવા તેડું મોકલું. પણ તેમ આપના ઉપરના કાગળમાં જણાવ્યું છે આ માનવુંતે ભાઇઓનું ભુલ ભરેલું છે પરંતુ ખરી બીના એવી છે કે સીહોરના ચોરા સાથે ૭૨ ગામ જોડાએલાં હોઈને તેને પ્રગણું કહેવામાં આવે છે કોઇ પણ જ્ઞાતી ભાઇ પ્રગણા ખર્ચ કરે ત્યારે તે સઘળા ગામોના કપોલ સમસ્ત ઉપર અસલથી જેના નામો લખાતાં હોય તે લખીને સમસ્ત જ્ઞાતી ભાઇઓને આ મંત્રણ કરવા ચાલતો વહીવટ છે હવે હાલને પ્રસંગે મેહતા બેચરભાઇ ભોટભાઇએ પ્રગણાનું ખર્ચ કર્યું તેનું લખાણ જ્ઞાતી સમસ્ત એવુંજ કરવું જોઇએ જે ભાઇઓ સાથે વહેવાર બંધ છે છતા સમસ્ત લખવામાં આવે અને તે પૈકીનાં કોઈ ભાઇ આ મંત્રણને લીધે કાર્યમાં આવેતો મોટો ઘુચવાડો થઇ પડે એટલે હાલને પ્રસગે તેવું લખાણ કર્યા સીવાય બીજો ઇલાજ નહીં હતો મઝા કે આપવાની વાત તે માનતા હોય તો ભુલ છે કારણ ઉપર જણાવ્યા મુજબ ન્યાત સમસ્ત લખી બીજી હકીકત ન લખી હતે તો તે ભાઇઓ પૈકી કોઇને આવવાથી મોટો ગુંચવાડો થઇ પડતાં તેઓ વધારે અપમાંન થયું માનત પણ આ પ્રગણાના ૭૨ ગામોમાં કોણ કોણ ભાઇઓ લવજી સાથે સબંધમાં જોડાયાંછે તે આ કલેસ ઉઠા પછી પ્રગણા ખર્ચ નહીં થવાથી તે વાત પ્રસીધીમાં આવી ટીપ થએલી નહી હતી વળી ન્યાત સમસ્ત એવા સબ્દો પ્રગણાને લખવા જોઈએ તેમજ ઉપરની મોટી અડચણ આવા પડે એને લીધે જે લખાણ કર્યું તે વાસ્તવીક અને બરાબર હતું એમાં કોઇનું અપમાન કે મઝાક બીલકુલ છે નહીં સથરાવાળાને ત્યાં પ્રગણામાં રહેનારા દેલવાડીઆ ભાઇઓ તથા ઘોઘારી ભાઈઓને આપવામાં કોઇ રીતે અપરાધ નહી હતો તેથી આ કાર્ય ઘોઘારીને ત્યાં છતાં દેલવાડીઆ ભાઇઓ પણ આવેલા હતા તેઓ સર્વની સાથે ચાલતા વહીવટ મુજબ લાણાં ખુસીથી લીધેલાં છે વલી ઉપર બતાવેલ ૭૨ ગામ સીવાય બીજા ગામોએ લખાણ થએલું તેમાં ઉપર જણાવ્યા મુજબ બીલકુલ લખાણ તેવું નહીં હતું અગરજો તેઓના ઈરાથી અપમાંન કરવા આહીં તરફથી વીચાર હતે તો બીજા ગામોએ પ્રગણાની રીતે સામાટે લખાણ નહી કરત પણ તેવું આ તરફથી કોઈનું પણ જરાં માત્ર કરતવ્ય હતું નહીં એટલે આ થએલી કૃતી આપ વીગેરે ભાઇઓ ખોટી માનસોજ નહી;

ઉપરની વાતથી ખુલાસો થઇ જાય છે કે ભગવાન ભાઇ વીગેરે તમામ દેલવાડીઆ ભા-

ઇઓને પોતાની તરફેણમાં માગણી (પક્ષમાં) ઘોઘારી ભાઈઓને જુદા બતાવ્યા છે(પક્ષમાં) પરંતુ આ તકરાર દેલવાડીઆ ભાઇઓમાં ઉત્પન્ન થઇને દેલવાડીઆ ભાઇઓનો મોટો જથો જાફરાવાદ અને દેલવાડા અને તેથી આજુ બાજુના ગામોમાં છે તે સર્વ ભાઈઓની સાથે ઘોઘારી ભાઈઓ પણ ગ્નાતીની મરીયાદા સાચવવા ધર્મપક્ષે રહેલ છે તે સર્વની સાથે કોઇ રીતે વહેવારમાં વાંધો નથી;

કપોળમાં છ હજાર કહેવાતાં ઘરમાં પોતાની હઠીલાઈથી થોડા ઘરથી જુદા પડેલા ભાઇઓ પોતાનું મહત્વ બતાવવા વાસ્તે સવ દેલવાડીઆ ભાઇઓને ઘોઘારી મેંમારી કરવા માગે છે એવું ઠસાવવા કેટલુ બધું જુઠું જણાવ્યું છે તે એટલુંજ નહીં પણ પોતે અને તેના પક્ષવાળાએ કરેલી યુકતી એટલે ઘોઘારી દેલવાડીઆ વચે વીક્ષેપ પાડવા મેમારી બોલ ઘોઘારી મેંમારી કરે છે એવા શબ્દો વાપરી થોડી સમજવાળા ભાઇઓને ઝનુન ચડાવી ઇશ્વરના અનુગ્રહથી લાંબી મુદતે મુખઠમાં પડેલ વડાની ઐકયતામાં વીક્ષેપ લાવી કપોળ ગ્નાતીને દુરદશાએ પોહોંચાડવા લવજીને પંગતમાં લેનાર અને તેની સાથે રહેનાર ભાઇઓનું કેટલું હઠીલું રહસ્ય છે તે વાત સમદ્રષ્ટી તથા ગ્નાતીની એકયતા જાળવનાર અને હીત ઇચ્છનાર ભાઇઓ સેહેલાઇથી જાણી શકશે.

આ પત્ર બંધ કરતી વખત છેવટ એટલું જણાવવાને રજા લઇએ છીએ કે ઉપર બતાવેલી નાટક રૂપી બંકોર અને શામજી નામની ચોપડીને પાને ૨૫-૭૪-૮૪ જે કાગલો છપાવ્યા છે તે વાત તદન પાયા વગરની છે એમ અમારી ખાત્રી સાથે માન્યતા છે બીલકુલ પાયા વગરની આવી વાત મુકાબલો થએ ટકવાની નથી તે વાત એ ચોપડીના લેખક જે જે શેઠ મોનદાસના આશરાથી જેના નામના કાગળો છપાવ્યા છે તે સર્વ ભાઇઓના જાણવામાં છતાં આવું સહસા જુઠું લખાણ કરવાનો હેતું એમજ સમજાય છે કે તે લખાણથી થોડી સમજવાળા દેલવાડીઆ ભાઇઓ ઝનુનમાં આવી સમજુવર્ગના દેલવાડીઆ ભાઇઓને ઉશકેરવાની ફરજ પાડી પલટાઇ જુદા પાડશે પછી એક બીજાની રજુવાત થવાનો વખત નહી રહેતાં ખરી વાત કયારે પણ બહાર આવવા પામશે નહી એવા હેતુથી આ પગલુ ભર્યું એમ કહેતાં જરાપણ ખોટું નથી.

ગ્નાતીના સર્વ ભાઈઓ પુરવાપર વીચારા સીવાય પગલુ ભરશે નહીં એમ આ પત્ર લખનારને ખાત્રી છે. પણ હાલની ચોપડી રચનાર ત્યા તેની મદદ આપનાર ભાઇઓએ આંખે પાટા બાંધવાને કેવી યુકતી વાપરી છે તે આપ વીગેરે ભાઇઓને તુલના કરવાની છે જો કે છપાએલી ચોપડી ઇંદ્રજાળરૂપી હોવાથી આ લાંબુ લખાણ આપ વીગેરે ભાઇઓના ધ્યાનમાં આપવા તસ્દી આપી છે તે ખાતે આપનો કીંમતી વખત રોકાઇ અને જે શ્રમ પડે તેને માટે માફી ચાહીએ છીએ વીશેષ જાહેર કરીએ છીએ કે આ બીના આપણા ભાઇઓના ધ્યાન ઉપર લાવવા આપ મેહેરબાની કરી આ પત્ર બીજા ભાઇઓને વંચાવવા તસ્દી લેશો અને આ બાબતનો ઉતર આપના તરફથી વેલાસર મલશે તેમ ઉમેદ રાખીએ છીએ.

લી૦

**શેઠ ગોપાળદાસ ખુસાળદાસ ભાણજી તણુવાલા.**
**કોઠારી ચત્રભજવી ગોવીદજી**
**મોદી કુબેર ગોરધન.**
**શેઠ કરશન વનજી**
**કાણકીઆ તલશીદાસ જેઠા**
**દોસી વીઠલ રઘાહા પ્રાગજી ઓડીદાસ વીગેરેના યથાયોગ વાંચજો.**

## ભાવનગરની ન્યાત તથા ભગવાનભાઇએ પંચને લખી આપેલું.

પંચ શેઠ મોનદાસ ત્રંબકભાઇ તથા મેહતા ભાઇચંદભાઇ શામજીભાઇ તથા પારેખ ભગવાન જીવાભાઇ તથા ગાંધી જાદવજી માવજી તથા ગાંધી દેવચંદ કુલ્યાણજી જોગ લી. ભાવનગરની કપોળ નાત સમસ્તના તરફથી અમો સહી નીચે કરનાર તથા દોસી ભગવાન ભવાનભાઈ જત દોસી ભવાન રામજીએ સં. ૧૯૧૫ ની સાલમાં કપોળની નાત જમવાની જગો આપેલી તે બાબત પડેલા તકરારનો નીકાલ કરવા તમો ઉપર લખા પાંચ આસામીને પંચ ઠરાવી લખી આપીએ છીએ કે નાતના તરફથી નીચે લખા આસામી તથા દોસી ભગવાનભાઇના તરફથી હકીકત સાંભળી જે ફેસલો આપશો તે છેવટનો સમજી પંચે ઠરાવેલી રકમ દોસી ભગવાન ભવાનભાઇ આપે અને નાતના તરફથી એ રૂપીઆ હાલ જ્યાં રહેતા હોય ત્યાં રાખી દોસી ભગવાંનભાઇ તથા કોઠારી ચત્રભજ ગોવીંદજી નાતની જંગ્યો છે તેમાં વાપરે આ કબુલતથી આ પંચાતનામું બંને તરફવાળા લખી આપીએ છીએ તે કબુલ મંજુર સહી છે સં. ૧૯૪૫ ના માગસર વદ ૬ સોમવાર.

મીતી સદર.

કોઠારી ગોવીંદજી ઘેલાની સહી દ. પોતાના
મુની હરગોવીંદ જેઠા સહી દ. પોતે.
શેઠ ડોસા કરસન સહી દ. પોતે.
કાણકીઆ તલસી જેઠા દ. પોતે.
મોદી ભીમ કાનજી સહી દ. કુબેર ગોરધન.
મોદી દોયાલ હેમજી સહી દ. મોદી ગોપાલજી.
મેહેતા ગીરધર પ્રાગજીની સહી દ. પોતાના.
દોસી ભગવાનદાસ ભવાનભાઇ દ. પોતે.
મેહેતા મોના પ્રેમજી સહી.
ગાંધી ભગવાન કાનજી સહી.
દોસી ઓધવજી ઓડીદાસની સહી દ. પોતાના.
વોરા કેસવજી વીરજીની સહી દ. પોતે.
પારેખ રણછોડ દામોદરદાસ દ. પોતે.

## પંચનો ઠરાવ.

ઉપરના પચાતનામામાં તરફેણ વાળા મંજુરી આપ્યાથી બંનેની સઘળી હકીકત સાંભળી એ મકાનની બાબતના કપોલ ગ્નાતીને દોસી ભગવાન ભાઇ રૂ. ૪૭૫૧) અંકે રૂપીઆ સડતાલીસેંએકાવન આપે.

ઉપરનું પંચાતનામું લખાયા પછી તરફેણનાં સખ્સોએ અંદર વીચાર કરી સદરહું રૂપીઆ દોસી ભગવાનભાઇ બવાનભાઇ તથા કોઠારી ગોવીંદજી ઘેલા તથા કાણુકીઆ તળસી જેઠા કપોલની નાતના મકાનમાં એ રૂપીયા જમે કરવામાં વાપરે જે હાલ ઉપર લખ્યા રૂપીઆ કોઠારી ગોવીંદજી ઘેલાને ત્યાંહા જમે કરાવવા તથા ઉપર બતાવા મુજબ કપોલની નાતના મકાનમાં જે મકાન ઉપરના રૂપીઆનું કરાવામાં આવે તેનાં દોસી ભગવાન ભાઇ કે તેના નામનો સીલા લેખ એ મકાનમાં નખાવવો એમ ઠરાવેલો છે તે પ્રમાણે અમો પંચ પણ ઠરાવીએ છીએ માટે બંને પક્ષકારોએ તે પ્રમાણે વર્તવું શ. ૧૯૪૫ના માગશર વદી ૧૦ વાર સુકરે તા. ૨૮-૧૨-૮૮.

**૧ મેહતા ભાઇચંદ સામજી ભાઇ સહી દ. પોતાના**
**૧ સેઠ મોનદાસ ત્ર્યંબક દ. પોતાના**
**૧ પારી ભગવાન જીવા સહી દ. પોતે**
**૧ ગાંધી દેવચંદ કલાણજી સહી દ. પોતે**
**૧ ગાંધી જાદવજી માહાવજી સહી દ. પોતાના**

---

### ભગવાન ભાઇની સાથે રહેનાર નજીકનાં સગાનું લીસ્ટ.

મહુવાના પારેખ લવજી વીઠલે જાફરાવાદની ન્યાતે ન્યાત બહાર મુકેલી કુંવારી કન્યા કાસીને લગ્ન વીધી સીવાય પોતાના દીકરા માધવજીના ઘરમાં બેસારી આ નીંદાયુક્ત કૃત્ય કરવાથી મહુવાની સમગૃહ ન્યાતે ન્યાત બાહાર મુકેલો તેવા ન્યાત બાહારવાળાને સાથે ગ્નાતી વીરૂદ્ધ ભગવાનભાઈ તથા તેના ઘણા નજીકના સંબધી પૈકીએ એ ન્યાત બાહાર મુકેલાની સાથે વહેવાર કરી મદદમાં રહીયા તેઓની સાથે ભાવનગરની ગ્નાતીએ વહેવાર બંધ કર્યો છે. તેઓનાં નામ અને સંબંધ નીચે પ્રમાણે.

૧ દોસી ભગવાનભાઇ અને તેના પેટાના ... ... ... ... ... ...
  ૧ પોતાનું ઘર— ... ... ... ... ... ... ... ... ...
  ૧ પોતાના સગા ભાઇ હરજીવનદાસની વીધવા છે તે—
  ૧ પારેખ સામજી દામજી ભગવાનભાઈનો ભાણેજ
  ૧ પારેખ હરગોવીંદ સામજી ભગવાનભાઇના ભાણેજનો દીકરો
  ૧ વોરા જગજીવન સામજી ભગવાનભાઈની દીકરીનો દીકરો—
  ૧ મોદી મથુરાદાસ મુલજી ભગવાનભાઇની દીકરીનો દીકરો
  ૧ ગાંધી હરગોવીંદ ગોકળ ભગવાનભાઇના બનેવી
  ૧ મેતા કાળા મુળજી નોકર તથા ભગવાનભાઇનું મોસાળ—

૧ સંઘવી ગોપાળજી તેજપાળ ભગવાનભાઇની દીકરીનો સસરો એટલે દીકરીનું ઘર
૧ સંઘવી પીતાંબર તેજપાળ ભગવાનભાઇની દીકરીનો સસરો એટલે દીકરીનું ઘર તથા પોતાના સગા ભાઇને લીધે
૧ સંઘવી દુવારકાદાસ તેજપાળ તે ભગવાનભાઇની દીકરીનો કાકોજી—
૧ ગાંધી રણછોડ ગોવરધન તે ભગવાનભાઇની નજીકની ફુઇની દીકરીનો વર.
૧ ગાંધી ભવાંન ગોરધન ભગવાનભાઇની ફુઇની દીકરીનો દેર ચલી તે ૧ વીધવા છે તે
૧ વોરા પરસોતમ વીરજી તે ભગવાનભાઇની બેન. બાઇદેવનો સગો ભત્રીજો
૧ વોરા કેસવજી ભગવાનભાઇની બેન બાઇદેવનો ભત્રીજી... ... ...
૧ વોરા બાળકીસન ગોવરધનની વીધવા. ૧ છે તે—... ... ...
૧ મેતા કરસન કેસવજી તે ભગવાનભાઇનો આશ્રય તથા ઘરનો ભાડુત તથા વોરા

૧૭

પરસોતમની દીકરીનો સસરો

૨ પારેખ. રણછોડ દામોદર તે નાત બાહારવાલા લવજીનો ભાયાત. નજીકમાં છે તેથી.
૧ પારેખ રણછોડ પોતે.
૧ સંગવી હરગોવીંદ હરજીવન તે રણછોડ પારેખનો સગો ભાણેજ તથા સંઘવી ગોપાલજીના સાલાનો જમાઇ
૧ પારેખ ઝવેર આણંદજી તે રણછોડ પારેખનો ભત્રીજો થાય. તેની વીધવા બાઇ છે તે

૩

---

## જાફરાવાદની કપોળ જ્ઞાતીયે ભેળી થઇ કરેલો ઠરાવ

જાફરાવાદની રહીસ બાઇ સામબાઇ તે વોરા કમળસી તેજપાલની વીધવા તથા વોરા પરસોતમ કમળસી એઓએ જ્ઞાતીભાઇઓની પરવાનંગી વગર અને ઉદમતથી કાશીના લગ્ન મહુવે કરાવ્યાં તે ઉપરથી તે સામબાઇ તથા તેના ઘરનાં માણસોને આપણી જ્ઞાતી ભાઇઓ ભેળા થઇ સં. ૧૯૫૧ ના માહા સુદ ૪ ભોમવારના દીવસે તેની સાથે ભોજન વહેવાર નહીં કરવા ઠરાવ કરવામાં આવેલો અને તે મુજબ આજ પરીયંત ચાલતો આવે છે.

એ સામબાઈ તથા વોરા પરસોતમ કમળસીએ પોતાની જ્ઞાતીમાં આવવા વાસ્તે જ્ઞાતી ભાઇઓ પાસે અરજી કરી પોતે બંનેએ કરેલા ગુન્હાઓ કબુલ કરી આજીજીની સાથે પંગતમાં લેવા પારાવાર વીનંતીઓ કરી તે બદલની અરજી મોજુદ છે.

આ ઉપરથી આપણા જ્ઞાતીભાઇઓ ઘણી વખત ભેળા થએલ સામબાઈ તથા પરસોતમ બદલ સુંસું તજવીજ કરી તેને માથે બોજો મુકવો તે બદલ વીચાર કરતાં સદરહું સામબાઇ તથા પરસોતમે જે ઉદમતથી કૃત્યો કર્યાં છે અને આવી રીતે ઉતાવળેથી અને જ્ઞાતીઓ વીરૂદ્ધ અને શાસ્ત્રથી વીરૂદ્ધ કાશીના લગ્ન કરવાથી આખી આપણી કપોળ જ્ઞાતીમાં

મોટો ભજવાડ ઉત્પન્ન થયો છે તેનું મુખ્ય કારણ એ છે જે આપણી કપોળ ન્નાતીમાં કું-વારી કન્યા સસરાને સોંપી આવું કોઇએ પણ ન્નાતીમાં થયું નથી. તેવું લગ્ન–દીધા વગરનું થયું તેમાં પરસોતમે પાસે રહી ભાગ લીધો.

એ સામબાઇએ તથા પરસોતમ કમળસીએ ન્નાતી વીરૂદ્ધ અને નહીં છાજે તેવી રીતે અપરાધો કરાં છે આ બદલ તેને ભરપુર રીતે કરવું જોઇએ પરંતુ બાઇ અબળા હોવાથી તેના ઉપર ન્નાતી ભાઇઓએ દયા તથા રહેમ લાવી નીચે પ્રમાણે ઠરાવ કરવામાં આવે છે.

૧ બાઇ સામબાઇ તે વોરા કમળસી તેજપાલની વીધવાએ ન્નાતીભાઈઓના બોલવાનું ઉલ્લંઘન કરી અપમાન કર્યું તેમજ કાસીના લગ્ન ન્નાતી રીવાજ વીરૂદ્ધ અને શાસ્ત્ર વીરૂદ્ધ થએલાં છતાં તે લગન પોતે કબુલ કર્યાં અને તે લગ્ન કબુલ કર્યાં બદલ કાસી-નાં સાસરા પાસેથી અનાર્ય રીતે પૈસાનો વેહેવાર કર્યો માટે તેને માથે નીચે પ્રમાણે બોજો મુકયો છેઃ—

૨ વોરા પરસોતમ કમળસીએ કાસીનું લગ્ન ન્નાતી વીરૂદ્ધ તથા શાસ્ત્ર વીરૂદ્ધ થએલાં તે કામમાં પોતે પાસે રહી લગ્નનાં કામમાં ભાગ લીધો.

ઉપર પ્રમાણે બંને જણાએ કૃત્યો કર્યાં છે તેવો ઉપર ધ્યાન આપી તેઓને નીચે પ્રમાણે સાસન કરવા આવે છે.

૧ સદરહુ સામબાઇ જાફરાવાદનાં બંદર ઉપર રત્નાગરમાં નાઇ હાથમાં દીવાનું કોડીયું લઇ બજારમાં થઇ હજરસાને રસ્તે માતા સામોદરીના મંદીરમાં જઈ દીવો કરવો અને ઠરાવેલા રૂ ૫) પાંચ ધરવા—

૨—વોરા પરસોતમ કમળસીએ કરેલાં કૃત્ય બદલ શ્રી પરભાસપાટણ જઈ સાસન પ્રમાણે દેહ સુધ પ્રાર્ચીત કરવું તેમ તેને ફરમાવવામાં આવે છે માટે તેને શ્રી પર-ભાસપાટણના તીરથ ગોર તથા ગોર પાસેથી ક્રીયા બદલનો કાગળ લાવી હાજર કરવો.

સદરહુ સામબાઈ તથા પરસોતમ કમળસી ઉપર ઉપર પ્રમાણે ફરમાવ્યું છે. તે સીવાય તે બંને ઉપર બીજો બોજો રૂ ૪૦૧ અંકે ચારસોએકની રકમ મુકવામાં આવી છે તે રૂપીયા આવેથી નીચે પ્રમાણે વ્યવસ્થા કરવી.

૨૦૦—જાફરાવાદમાં પાંજરાપોળ વાસ્તે જગ્યા લેવા બાંધકામ ઢબા સારૂ વાપરવા.
૧૦૦—જાફરાવાદના મદનમોહનજીની હવેલીમાં મંદીરમાં જીરણ કામમાં વાપરવા.
૫૧—જાફરાવાદના હનમાનજીના મંદીરમાં જીરણ કામમાં વાપરવા.
૨૦—જાફરાવાદના મોરલી મંદીરમાં મંડાણ કરવા સારૂ વાપરવા.
૫—જાફરાવાદના મથુરાનાથના વાઘા વસ્ત્રમાં વાપરવા.
૫—જાફરાવાદના દુવારકાનાથના વાઘા વસ્ત્રમાં વાપરવા.
૫—જાફરાવાદમાં આશાપરી માતાના અલંકાર વસ્ત્રમાં વાપરવા.
૫—જાફરાવાદમાં માતા સામોદરીમાં બાઇશામબાઇએ ધરવા તે.
૫—જાફરાવાદમાં માજન ગોરની મેહનતના.
૨॥—જાફરાવાદના માજન ખુંટના ખડમાં વાપરવા.
૨॥—જાફરાવાદમાં કબુતરની જારમાં વાપરવા.

———

૪૦૧

એ રીતે રૂ. ૪૦૧) ની વ્યવસ્થા કરવી.

આપણી ગ્નાતીમાંથી ભંજવાડ ચાલશે ત્યાંસુધી એ શામબાઇ તથા પરશોતમ તથા તેના ઘરના માણુસોએ બાઇ કાશી તથા પારેખ લવજી વીઠલ તથા તેના ઘરના માણુસો સાથે ભોજન વેહેવાર કે પાણી વેહેવાર કરવો નહીં તેમજ કાશી જ્યાં હોય ત્યાં જવું નહીં તે વીરૂદ્ધ વરતણુંક કરશે તો તે બદલ ગ્નાતીભાઇઓને જેમ યોગ્ય લાગશે તેમ વીચાર કરશે.

જાફરાવાદની ગ્નાત જેવી રીતે પારેખ લવજી વીઠલ તથા તેના ભળતા સાથે વરતે તેવી રીતે તમારે વરતવું.

આ ઠરાવનો અમલ આજથી બે માસની અંદર પાળી આપવો ઉપર લખેલી મુદ્દત સર ઠરાવનો અમલ પાળી ન આપે તો તેના વાસ્તે લીધેલ જામીન પાસેથી રૂ. ૧૦૧) અંકે એકસોએકની રકમ જામીન પાસેથી લેવી અને તેઓને વાસ્તે પ્રથમ તેઓને પંગત બાહાર મુકયાનો ઠરાવ સં. ૧૯૫૧ ના માહા સુદ ૪ ને ભોમવારના રોજે કરેલો ઠરાવ જારી રાખવો.

બાઇ શામબાઇ તથા પરશોતમ કમળશીએ તેના ઉપર મુકેલ બોજા પ્રમાણે પાળી આપેથી તેને ન્યાતની પંગત આપવી.
તારીખ ૯ ફેબરવારી સને ૧૮૯૭.

૧ શેઠ શામજી તુળશીદાસ.
૧ શેઠ પરભુદાસ કરસનદાસ.
૧ શેઠ મકનદાસ કીકાભાઇ.
૧ શેઠ રત્ના દામજી.
૧ વોરા પ્રાણજીવન ભીખા.
૧ સંઘવી પીતાંબર વીરજી.
૧ ગાંધી ગંગાદાસ મુળજી.
૧ મતા જીવા કાનજી.
૧ ભુતા કાનજી માધવજી.
૧ પારેખ મુળજી હરજીવન.
૧ મેતા કેશવજી દામજી.
૧ ગોરડીયા–જીવા ગોવીંદજી.
૧ વોરા પીતાંબર વણારશી.
૧ સંઘવી જીવા ઘેલા.
૧ ગો૦ ભાણજી દુવારકાદાસ.
૧ મેતા દુવારકાદાસ શામજી.
૧ વોરા નાગરદાસ જીવન.
૧ સંઘવી હરખજી વશરામ.
૧ સંઘવી વછરાજ અમીદાસ.
૧ પારેખ રૂપા ભાલજી.
૧ મેતા લાલા મનજી
૧ વોરા ભાણજી રામજી.
૧ મેતા હરગોવીંદ જેઠા.

---

## શહેર ભાવનગર મેહરબાંન પહેલા વર્ગના દીવાની ન્યાધીસ શાહેબના કોર્ટમાં

| | |
|---|---|
| ભાવનગરની કપોળ ગ્નાતી તરફથી વહીવટ ચલાવનાર કોઠારી ચત્રુભજ ગોવીંદજી તથા કાણકીઆ તુલશીદાસ જેઠાભાઇ ગ્નાતે કપોળ વાણીયાં ઊમર આસરે અનુક્રમે વરસ ૫૫, ૬૫. ધંધો નં૦ ૧ નો વેપારનો નં૦ ૨ નો નોકરી રહેનાર ભાવનગરના. | વાદી |

ભટ રગનાથ સદુરામ ન્યાતે શ્રીમાલી બ્રાહ્મણ ઊમર આશરે વર્ષ ૬૦ ધંધો વેપારનો.
શેઠ ભગવાનભાઇ ભવાનભાઇ ન્યાતે કપોળ વાણીઆ ઊમર આસરે વરસ ૭૫ ધંધો વેપારનો રહેનાર બંને ભાવનગરના } પ્રતીવાદી.

દાવો રૂ ૩૧૨૨-૧૨-૦

અમો વાદીઓ નામદાર કોર્ટને અરજ કરીએ છઇએ કે—

૧ શેહેર ભાવનગરની કપોળ ન્યાતીનો વહીવટ ન્યાતનાં ફરમાનથી અમો વાદીઓ ઘણી મુદત થીઆં કરીએ છઇએ તેથી કપોળ ન્યાતીની મીલકતનું સ્ટેશન ઉપરનું મકાન જે કે અમારી ન્યાતના વંડાના નામથી ઓલખાય છે તે આખુ મકાન ન્યાતનાં સઘલાં વાસણો અને ન્યાતની રોકડ રકમ અને ચોપડા અમારાં કબજામાં છે તેથી એ સઘલી મીલકતનો વહીવટ અમો કરીએ છઇએ.

૨—ભાવનગર કપોળ ન્યાતીની મીલકતનાં રૂપૈયા વ્યાજે મુકવા લેવા વીગેરેનું કામ પણ અમારાં હસ્તકમાં છે તેથી

૩—નબર ૧નાં પ્રતિવાદી રગનાથ સદુરામની ચાલતી દુકાને તેમને અમારી ન્યાતખાતાના રૂપૈયા સં૦ ૧૯૪૬ની સાલથી વ્યાજે ધીરવામાં આવેલાં છે. તે પ્રતિવાદીએ પોતાનાં ચોપડામાં અમારી કપોળ ન્યાતીને ખાતે જમા કરેલ છે.

૪—સં૦ ૧૯૪૬માં પ્રતીવાદીને ધીરેલા રૂપીઆમાંથી વસુલ આવેલ રૂપીઆનો હીશાબ કરી સં૦ ૧૯૪૮નાં કારતગ સુદ ૧ સુધીનાં તે અરશામાં તેની પાસે રૂ. ૧૩૨॥≈ લેણા નીકલ્યા તેની બાકી અમારી ન્યાત ખાતાની ચોપડીમાં પ્રતિવાદી તરફથી બાકી મુકી આપવામાં આવેલ છે. અને પ્રતિવાદીએ પોતાનાં ચોપડામાં પણ બાકી મુકેલ છે સાર બાદ

૫—શવત ૧૯૪૮ નાં પોશ સુદ ૧૦ ના રોજ એક રકમે રૂ ૪૫૦-૦-૦ તથા ચૈત્ર સુદી ૧૨ નાં રોજ એક રકમે રૂ ૧૮૩૨-૦-૦ મલી બે રકમથી રૂ ૨૨૮૨-૦-૦ પ્રતીવાદીને ધીરેલા છે. જે અમારી ન્યાત ખાતાનાં ચોપડામાં પ્રતીવાદીને ખાતે ઊધરેલ છે જેની નકલો આ સાથે સામેલ છે.

૬—સદરહુ ખાતાની લેનદેનનો નંબર ૧ ના પ્રતીવાદીની સાથે સં૦ ૧૯૫૦ ના કારતક સુદ ૧૨ના રોજ હીસાબ સમજી તેની પાસે રૂ ૨૬૦૬॥ અમારી ન્યાતનાં લેણા નકી કરી તેની બાકી ન્યાતની એક ખાતાની ચોપડીમાં પ્રતિવાદી તરફથી મુકી આપવામાં આવેલ છે.

૭—અમારા તાબામાં કામ કરવા સારૂ ગાંડા ત્રીકમજી રાખેલ તે ગાંડાને પ્રતીવાદીને ત્યાંથી રૂપીઆ લેવા હોવાથી પ્રતીવાદીના ખાતાની બાકીવાલી ચોપડી તેને આપેલ દરમ્યાન તે ગાંડાનાં કામકાજને સંબંધે તેણે કેટલીએક અઘટીત વર્ત્તણુંક ચલાવ્યાનું જણાવ્યાથી તે બાબતની તેને પુછપરછ કરવા માંડયાથી મજકુર ગાંડાને પ્રતીવાદીના ખાતાવાલી ચોપડી સોંપેલી માગતાં તે આપતો નથી અને બીજા અનેક કારણોથી બાનાકારણે રાખી બેઠો છે.

૮—પ્રતીવાદી રગનાથ સદુરામ પાસેના લહેણા રૂપીઆ લેવાનો અમારો ન્યાતની તરફથી લેવાનો અમારો હક છતાં હાલમાં આદીંની ન્યાતે નંબર ૨ના પ્રતીવાદી સાથે વહેવાર બંધ કરેલ હોવાથી એ રૂપીયા અમોને નહીં આપવાની નંબર, ૧ના પ્રતીવાદીને નંબર ૨ના પ્રતીવાદીએ નોટીસ આપેલી છે એવું નંબર ૧ના પ્રતીવાદી પાસે લેહણા રૂપીયા ચુકાવી આપવાવાની તેને નોટીસ આપતાં તેના જવાબમાં જણાવ્યું છે તેથી અમારા જાણવામાં આવ્યું છે એ પ્રમાણે નોટીસ આપી રૂપીયા અટકાવવાનો નંબર-૨ના પ્રતીવાદીને બીલકુલ હક નથી તેમ એવી નોટીસથી નંબર ૧ના પ્રતીવાદી રગનાથ પાસે લેણા નીકળતા રૂપીયા ચુકાવી આપવા. અટકાવવા જોઈતાં નહીં હતાં. ઉપર પ્રમાણે નંબર ૨ના પ્રતીવાદીએ નંબર ૧ના પ્રતીવાદીને નોટીસ આપેલી માલુમ પડવાથી નંબર ૨ના પ્રતીવાદીને પ્રતીવાદીમાં દાખલ કરેલ છે.

૯—નંબર ૧ના પ્રતીવાદીની પાસે લેહણા નીકળતા રૂપીયા વીના કારણે તે અટકાવી બેઠા છે અને તેના ઉપર કરેલ નોટીસોના આપેલા જવાબોથી તે નંબર ૨ના પ્રતીવાદી સાથે મળી ગયાનું લાગે છે

૧૦—સબબ નંબર-૧ ના પ્રતીવાદી પાસે ઉપર પ્રમાણે થએલી લેનદેનમાં આજ સુધી મુદ્દત છેલ્લી સં. ૧૯૫૦ ની બાકીના રૂ ૨૬૦૬ાા તથા કરાર પ્રમાણે દરેક વરસની મોસમની મુદ્દત સુધી ટકા ાા લેખે અને તે પછીને માટે ટકા ા લેખેના વ્યાજ ના રૂ ૫૧૬-૪-૦ મલી રૂ ૩૧૨૨-૧૨-૦ અમારા નંબર ૧ પ્રતીવાદી પાસે લેણા થાય છે તેથી આ દાવો કરી એવી દાદ માગીએ છીએ કે—

૧—આ દાવાના રૂ ૩૧૨૨-૧૨-૦ તથા આ દાવાનો તમામ ખર્ચ ચુકતે ચુકતા વ સુલ થતાં સુધી દર માસે દર સેંકડે ટકા ાા લેખેના ચડતા ચક્રવૃદ્ધી વ્યાજ સાથે નંબર ૧ ના પ્રતીવાદી રગનાથ સદુરામ પાસેથી વસુલ કરવાનું હુકમનામું મળવા અરજ છે.

૨—નંબર ૨ના પ્રતીવાદીએ એ રૂપીયા જો નંબર ૧ ના પ્રતીવાદી જણાવે છે તે પ્રમાણે નોટીસ આપી અટકાવેલા હોય તો તે પ્રમાણે અટકાવવાનો તેનો હક નથી એવું ઠરાવી આપસો

૩—નંબર ૨ના પ્રતીવાદીની વીરૂદ્ધમાં બીજી જે જે કાયદેસર દાદ આપવાનું વ્યાજબી લાગે તે આપસો—

૧૧ દાવાનું કારણ નંબર ૧ ના પ્રતીવાદી વીરૂદ્ધ સં. ૧૯૫૦ ની સાલમાં અને નંબર ૨ ના પ્રતીવાદીની વીરૂદ્ધ તેણે નોટીસ આપી ત્યારથી ઉત્પન થયું છે

રજુ તા. ૨૭-૫-૯૭

૧ કોઠારી ચત્રભજ ગોવીંદજી સહી દ. પોતાના

૧ કાણકીઆ તળશી જેઠા સહી દ. પોતાના

૧ વકીલ પરભુદાસ મોતીચંદ વાદીના વકીલ

અમો વાદી ઈકરાર કરીએ છીએ કે સદરહુ અરજીમાં લખેલી બીના અમારા જાણવા તથા માનવા પ્રમાણે સાચી છે તા. સદર

**૧ કોઠારી ચત્રભજ ગોવીંદજી સહી દ. પોતાના**

**૧ કાણકીઆ તળશી જેઠા સહી દ. પોતાના**

---

નંબર ૯૫૧ સં. ૧૯૫૩

# ભાવનગર દીવાની ન્યયધીશ સાહેબની કોર્ટ.

ભાવનગર કપોળ ગ્નાતીનો વ. ચ. કોઠારી ચત્રભુજ ગોવીંદજી વીગેરે ભાવનગર.

ભટ. રગનાથ સદુરામ ત્યા ભગવાનદાસ ભવાનભાઇ ભાવનગર પ્રતિવાદી.

દાવો રૂા. ૩૧૨૨—૧૨—૦

આ કામમાં હું નંબર-૧ ના પ્રતિવાદી રગનાથ સદુરામનો જવાબ.

૧ કપોલગ્નાતીના તરફથી આ વાદીઓ એ ત્યા નંબર-૨ ના પ્રતિવાદીએ એ રીતે ત્રણુ જણાએ અમારી દુકાને કપોલ ગ્નાતીના રૂપિઆ મુકેલા તે રૂપિયાની સં. ૧૯૫૦ ના કારતક સુદી ૧ સુધી સમજણુ કરી તેની બાકી રૂા. ૨૬૦૬—૮—૦ ની કપોલ ગ્નાતિની બેઠી ખાતાવહીની ચોપડીમાં મૂકી આપી છે. પણુ નંબર ૨ ના પ્રતિવાદીએ સં. ૧૯૫૨ ના માગશર વદી ૫ સુકરવાર તા. ૬-૧૨-૯૫ ના રોજેથી નોટીશ અમોને ટપાલ દ્વારાએ આપી. તેમાં એ રૂપિયા પોતાની ગ્નાતીમાં તકરાર પડવાથી ગ્નાતના કોઇ ગૃહસ્થ કે ગ્નાતના બીજા માણુસને કે કડોલીઆ (આંડા ત્રીકમને) અમારી મંજુરી સીવાય આપવા નહિ" એ પ્રમાણે આપ્યાથી એ રૂપિયા મજકુર વાદીઓ ત્યા નંબર-૨ ના પ્રતિવાદીને એ રીતે ત્રણુ જણુને રૂપિયા લઈ જવા અને નોટીશની તારીખ પછી રૂપિયાનું વ્યાજ નહીં આપવા તેમને ઘણી વખ્ત કહા કહેરાવ્યાં છતાં ત્યા એવી નોટીશ આપી છે કે રૂપીયા લઈ જાઓ છતાં તેઓ મગી રૂા. લઇ ગયા નહિ તેથી એ રૂપીયા અમારે ત્યાં નોટીશની પછી વગર વ્યાજુ રહેલા છે એ માટે નોટીશની તારીખ સુધી રૂ. ૨૮૯૧—૨—૦ કરાર મુજબ વ્યાજ સુધાં થાય છે તે રૂપિઆ નામદાર કોરટ ફરમાવે તે વખતે રજુ કરવા હું તૈયારછું નામદાર કોરટ અમારી બાંકીવાંળી ચોપરી મગાવી રૂપિયા જમા કરાવી ખાતુ સરખું કરાવી આપશો. નોટીશ નોટીસની તારીખ પછીનું વ્યાજ વાદીઓ ત્યા નંબર-૨ ના પ્રતિવાદી રૂપિયા લઇ ગયા નહિ તેથી તે માગી શકતા નથી. તેમ છતાં નામદાર કોરટને નોટીશ પછીની તારીખ નુ વ્યાજ અપાવવું વ્યાજબી લાગે તો જે પ્રમાણે કોરટ હુકમ કરો તેટલા રૂપીયા કોરટ માં ભરવાને તઇયારછું.

૨—વાદીઓ ત્યા નંબર—૨ ના પ્રતિવાદીની વચમાં તેમની ગ્નાત સંબંધી વાંધો પડયો છે તો કપોલ ગ્નાતીના મારે ત્યાં જે રૂપિયા છ ને નામદાર કોરટ જેને અપાવવા હુકમ કરે। તેને અગર કોરટમાં અનામત મૂકવા હુકમ ફરમવોતો તે પ્રમાણે કરવાને તઇયારછું

૩—ઉપર પ્રમાણે વાદીઓ ત્યા નંબર—૨ ના પ્રતિવાદીને તકરારછે તેથી આ દાવો થયો છે અમારી કાંઇ કસુર નથી આ દાવાના ખરચની ત્યા ચડતા વ્યાજની મારા ઉપર કોઇ પ્રકારે જવાબદારી રહી શકે નહિ માટે તે કાઢી નાખશો

૪—મારી કોઇ જાતની કસુર નથી વાદી અને નંબર—૨ ના પ્રતિવાદીઓ વચ્ચે મોટી તકરાર પડીછે ને તેઓની તકરારેને લીધે તેઓએ રૂપીયા રોકાવ્યાં છે છતાં મારા ઉપર

દાવો કરી મને ગેરવ્યાજબી ખર્ચમાં ઉતારેલછે માટે મને પ્રતિવાદીમાંથી કાઢી નાંખી મારે ખરચ વાદી પાસેથી અપાવશો.

નબર—૨ ના પ્રતિવાદી તરફ આવેલી નોટીશ આ સાથે રજુ કરૂં છું.

તા. ૧૫—૬—૯૭

ભટ. રગનાથ સદુરામ સહી દા. મુનીમ જમના દાશ ભીમજી

(ઈકરાર)

(સહી)

## નોટીશ.

ભટ રગનાથ સદુરામને અમો નીચે સહી કરનાર દોસી ભગવાનભાઇ ભવાનભાઇ આ નોટીશથી ખબર આપું છું કે અમારા વડીલ દોશી ભવાનભાઇ રામજીનું કપોલ જ્ઞાતીની અંદર કાયમ નામ રાખવા સારૂ અમોએ મોટી રકમ કાઢેલી છે. તેની વ્યવસ્થા પુરી થતા દરમ્યાન તે રકમમાંથી જુદે જુદે વખતે તમારે ત્યાં રૂપિયા વ્યાજે મુકેલાછે તે સં. ૧૯૫૦ ના કારતક સુદ ૧૨ સુધી રૂા. ૨૫૦૬ાા તમારી પાસે લેણા નકી કર્યા છે. ઘણા વરસો થયાં અમારા કપોલની બે પક્ષોનો વ્યવહાર ભેળો ચાલ્યો. આવતો હતો જેમાં હાલ માં કેટલીક તકરાર પડવાને લીધે બે ભાગ પડયાછે. તેથી તમોને આ નોટીશ આપવાની ફરજ પડી છે કે અમારી મંજુરી વીના જ્ઞાતનો કોઇ ગૃહસ્થને કે જ્ઞાતના માણસ કંડોલીઆ ગાંડા ત્રીકમને રૂપિયા આપવા નહિ ને આપશો તો તમો અમારી જવાબદારીમાંથી મોકળા થશો નહિ ને તમારા નાણાં જશે.

સં. ૧૯૫૨ ના માગસર વદ ૫ સુકરવાર તા. ૬—૧૨—૯૫

ભગવાનદાસ ભવાનભાઇ દા. પોતે.

નંબર ૯૫૨ શં૦ ૧૯૫૩.

## ભાવનગરના દી. ન્યા. સા. ની કોર્ટમાં.

**વાદી**—ભાવનગર કપોળ જ્ઞાતીનો વ. ચ. કોઠારી ચત્રભુજ ગોવીંદજી વીગેરે.

**પ્રતિવાદી**—ભટ રગનાથ સદુરામ તથા ભગવાનભાઇ ભવાનભાઇ ભાવનગર.

દાવો રૂ. ૩૧૨૨—૧૨—૦

અમો નંબર ૨ ના—પ્રતિવાદી જવાબ આપું છું કે.

૧—ભાવનગર કપોળજ્ઞાતીના વહીવટ ચલાવનાર પોતે છે એમ કહી વાદીઓએ દાવો કરેલો છે પણ તેઓ દાવો કરવા હકદાર નથી.

૨—દાવા અરજીના પહેલા પેરામાં લખેલ હકીકત ખરી નથી.

૩—નંબર ૧ ના પ્રતિવાદીને ત્યાં જે રૂપીઆ વ્યાજે મુકેલા હતા તે મુલ મહારાજ રૂપીઆ છે. અને તે મેં મહારી ન્યાતને આપેલા છે જે ન્યાતમાં વાદીઓ ગણાતા નથી

તે છતાં હવે પછી જણાવ્યા પ્રમાણે તેઓ સાથે સગવડતા માટે સંબંધ જોડાએલો તેપણ હમણા બંધ પડેલ છે. એટલે વાદીઓનો કશો હક નથી.

૪—કપોલ જ્ઞાતીમાં બે શાખા છે. જે તદન અલગ જ્ઞાતી તરીકેજ છે એ શાખાઓમાં એક સોલવલાઓની અને બીજી બારવલાની છે જે બે શાખા પ્રાચીનકાલથી છે. સદરહુ બે શાખાને જેમ બીજી વાણીયાની જ્ઞાતી સાથે જમવા વહેવાર છે. તેમ જમવા વહેવારજ ફકત હતો તે સીવાય કન્યા વેહવાર પણ નહીં હતો અને આજે પણ નથી તે છતાં જો સોલવલા શાખાવાલામાંથી કોઇ બારવલાની કન્યા ન ચાલતાં લાવે તો તે સોલવલામાંથી બાતલ થાય છે અને બારવલાને પૈસાને લોભે કોઇ કન્યા આપે તો તે કન્યા સ્વાભાવીક રીતે તેના ધણીની શાખમાં જાય છે અને તેના છોકરાં બારવલા થાય છે. જેમ એ બે જ્ઞાતીને કન્યા વહેવાર નથી તેમ મરણને પ્રસંગે પણ વ્યવહાર નથી અને તે એટલે સુધી કે મરનાર સોલવલા જ્ઞાતીનો હોય અને તેનો પુત્ર બારવલામાં પરણેલો હોય તો તે પુત્ર તેમજ તેની દીકરી બારવલામાં આપેલી હોવ તો તેના છોકરા તે મરનારના શબને અટકી શકતા નથી. એ રીતે સોલવલા કરતાં બારવલાની જ્ઞાતી તદન જુદી અને ઉતરતી છે તે છતાં તે બે જ્ઞાતીને જમવા વ્યવહાર હોવાથી સગવડતા માટે મીલકત એકઠી રાખવામાં આવે છે.

૫—વાદીઓ બારવલાને અને હું તથા મહારી પક્ષના સોલવલા છીએ.

૬—જે રૂપૈયાને માટે દાવો છે. તેની હકીકત એવી છે શં૰ ૧૯૧૫ માં મેં ન્યાતને જમણવાર કરવા માટે વડો આપવા ખુશીથી જણાવેલ જેથી તે વડાની માલેકી અમારી જ્ઞાતીની ન્યાત અનેવાદીઓનો પક્ષ માત્ર જ્યાં સુધી અમારા પક્ષની સાથે સંબંધ ધરાવતે હોત ત્યાં સુધી તેઓ એ મકાનનો જમણવારમા ઉપયોગ કરી શકત પણ તેઓ કાંઇ તે મકાનના માલેક કે હકદાર તરીકે હિસેદાર થઈ શકે તેમ નહીં હોત સદરહુ વડો તે વખ્તે અપાએલો નહીં અને શંવત ૧૯૪૫ માં મહારા પીતા ગુજરી ગયા ત્યારે એ વડોને બદલે રૂ. ૪૭૫૧ મેં આપ્યા છે જેને માટે લવાદીના મામા ઠરાવ થયો છે કે તેનું એક મકાન બનાવવું અને તેમાં મારી તરફનો શીલાલેખ રાખવો વીગેરે એ રૂ. ૪૭૫૧ વખ્તો વખ્ત જુદા વેપારીને ત્યાં રાખેલા હતા અને તેમાંથીજ નંબર ૧ ના પ્રતિવાદીને ત્યાં રૂપૈયા વ્યાજે મુકેલા છે.

૭—ઉપર મુજબ હકીકત હોવાથી સદરહુ રૂપૈયા નંબર ૧ ના પ્રતિવાદી પાશથી લેવાનો હક મારો છે વાદીઓનો કંઇ પણ હક નથી બંને જ્ઞાતીવાલાને જમવા વહેવાર હોય ત્યાં સુધી અમારી મરજી થી સામી પક્ષવાલા તે મકાનમાં જમણવાર કરી શકાય પરંતુ દાવા અરજીમાં વાદીઓજ કહેછે કે તેમના પક્ષનો એ વ્યવહાર પણ બંધ થયો છે તો પછી વાદીઓનો પક્ષનો કશોએ શંબંધ રહેતો નથી જ્યારે તે રકમ મારી આપેલી છે ત્યારે તે ઉપર મારો અને મારી પક્ષનોજ હક રહે છે તેથી વાદીઓનો દાવો રદ થવો જોઇએ અને નંબર ૧ ના પ્રતિવાદી પાસેથી તે રૂપીયા મને મલવાનું હુકમનામું થવું જોઈએ.

૮—વાદીઓ પોતે કબુલ કરે છે કે અને કહે છે કે હાલમાં બે પક્ષોને વ્યવહાર બંધ પડેલ છે તો પછી વાદીઓ કપોલ જ્ઞાતીના તરફથી વહીવટ કરનાર છેજ નહીં તે ખુલું છે.

૯—ન્યાતી તરફનો સઘલો વહીવટ હું અસલથી કરૂં છું તેથી પણ નંબર ૧ ના પ્રતિવાદી પાશેની લેણુ રકમ લેવાનો હક મારો છે અને ન્યાતની તમામ મીલકત ( મકાન ) વાસણ ( વીગેરે ) પોતાના હવાલામાં હોવાનું વાદીનું લખવું ખરૂં નથી.—

૧૦—દાવા અરજીમા નંબર ૧ ના પ્રતિવાદીને જે રૂપીયા ધીર્યાનું અને બાકી મુકાવ્યાનું લખેલ છે તેમા તે રૂપીયા પોતે ધીરેલા કે પોતે બાકી મુકાવી એમ તો તેઓજ કહેતા નથી એટલે તેમને દાવો કરવા હક નથી.

૧૧—દાવા અરજીની કલમ ૭ મી માં લખેલ હકીકત ખરી નથી.

૧૨—મહારી સાથે ન્યાતે વ્યવહાર બંધ કરાવ્યું વાદીઓનુ લખવું બીલકુલ ખોટુ છે. પણ સોલવલા યાને દેલવાડીઆ અને બારવલાને ગોધારી વચ્ચે કેટલાક કારણથી અણ બનાવ થતાં તે બારવલા જુદા પડયા છે. અને તેથી હું મારા સોલવલા પક્ષમાંજ છું અને તેઓ જ્યારે તેમનો પક્ષ જુદો પડયો છે ત્યારે અમારા પક્ષવાલા એ કોઇએ પણ આપેલી મીલકત ઉપર તેમનો હક કંઇ પણ રહેતો નથી છતાં જે રૂપમાં દાવો કરો છે તે ચાલી શકતો નથી.

૧૩--નંબર ૧ ના પ્રતિવાદીએ મારી સાથે મલી જઇને અયોગ્ય રીતે રૂપીયા રોકયા નથી પણ તે વાદીઓને જો આપીદે તો તે અટકાવવાનો મારો વ્યાજબી હક હતો તે મેં વાપર્યા છે.

૧૪—વાદીઓ પાસે અમારી ન્યાતીના કેટલાક ચોપડા વીગેરે દસ્તાવેજો છે તે વાદીઓએ હાલમાં ન્યાતીમાં તકરાર પડતાં ગેર વ્યાજબી રીતે કબજ કરી રાખેલા છે.

૧૫--નંબર ૧ પ્રતિવાદી સામે કે મારી સામે માગેલી કાંઇ પણ દાદ વાદીઓ માગવાને હકદાર નથી.

૧૬—ઉપરના કારણો ધ્યાનમાં લઇ વાદીને કાંઇ પણ દાદ નહીં આપતાં અમારૂ ખર્ચ વાદીઓ પાશેથી અપાવશો અને દાવાનું લેણું વશુલ કરવાનો મારો હક છે તેવું ઠરાવશો અને તેટલા માટે જરૂર લાગે તો મારૂ નામ પ્રતિવાદીમાંથી કાઢી નાંખીને વાદીમાં દાખલ કરશો અગરજો નામદાર કોર્ટને તે રૂપિયા મને એકલાને આપાવવાનું દુરસ્ત ન લાગે તો કામની હકીકત ઉપરથી યોગ્ય લાગે તેવો બીજી રીતનો હુકમ ફરમાવશો. તા. ૧૬-૬-૯૭.

**૧ ભગવાનદાસ ભગવાનભાઇ સહી દ. પોતે.**

**પ્રતિવાદીના વકીલ મહાશંકર.**

ઈકરાર.

( સહી )

---

**દીવાની ફરીયાદ નંબર ૯૫૧ શંવત ૧૯૫૩**

## ભા. દી. નયા કોર્ટમા.

**વાદી**—ભાવનગર કપોળ ન્યાતી તરફથી વ૦ ચ૦ મા૦ ચત્રભુજ ગોવીંદજી વીગેરે ભાવનગર

**પ્રતિ**—ભટ રગનાથ સદુરામ ત્થા ભગવાનભાઇ ભવાનભાઇ રહેનારા મજકુર

દાવો રૂ. ૩૧૨૨–૧૨

આ કામમાં અમો નીચે શહી કરનાર શંઘવી ગોપાળજી તેજપાલ તથા પારેખ રણુછોડ દામોદર તથા વોરા પરશોતમ વીરજી તથા ગાંધી હરગોવન ગોકળ નામદાર કોર્ટને અરજ કરીયે છીયે કે,

૧—અમો નંબર ૨ ના—પ્રતિવાદીની જ્ઞાતીના છીયે અને વાદીઓ અમારી ખાસ જ્ઞાતી નથી તેઓ બારવલા છે અને અમો સોલવલા છીએ અમે જુદી જુદી જ્ઞાતીના હોઇને માત્ર જમવા વહેવાર છે કન્યા વહેવાર નથી અને કદાચ અમો તેની કન્યા લઇએતો અમો અમારી ન્યાતથી ઉતરી જઈયે છીયે.

૨—નંબર ૨ ના પ્રતિવાદીએ પોતાની કીર્તી માટે અમુક શરતે જે રકમ આપેલી છે તે રકમ પૈકીના દાવાવાળા રૂપીયા છે અને તે રૂપીયા તેણે પોતાની ન્યાતને આપેલા છે તેથી તે રૂપીયા ઉપર વાદીઓ કે તેમની ન્યાતવાળાનો હક નથી પણ અમારી ન્યાતવાળાનો હક છે.

૩—ભાવનગર કપોળ જ્ઞાતીનો વહીવટ ચલાવનાર પોતે છે એમ કહી વાદીએ દાવો કરોછે પણ તેવો દાવો કરવા હકદાર નથી.

૪—વાદીઓની સાથે અમારે જમવા વહેવાર છે તેથી જયાં સુધી તેઓ અમારી સાથે તેવો વહેવાર ચલાવે ત્યાં સુધી દાવાવાલા રૂપીઆ કે શરત પ્રમાણે તેના આધારે બનાવેલી મીલકત વાપરવાનો લાભ અમારી સાથે તેમને મલી શકે પણ જયારે તેઓ અમારી સાથે વહેવાર બંધ થયાનું પોતેજ લખેછે તો હવે દાવાવાળા રૂપીઆ ઉપર તેમનો કાંઇ હક રહેતો નથી

૫—દાવાવાલી રકમ નંબર ૨ ના પ્રતિવાદીયે આપેલ રૂપીઆ પૈકીની છે તે રકમ વાદીઓ લેવાનો હક નથી પણ નંબર ૨ ના પ્રતિવાદી અને તેની ન્યાતના અમો સોલવાલા ન્યાતનો છે અને નંબર ૨ ના પ્રતિવાદી અને અમો અમારી ન્યાતના આગેવાન છીયે માટે દાવાના રૂપીયા નંબર ૧ ના પ્રતિવાદી પાસેથી લેવાનો અમારો હક છે.

૬—દાવાવાલા લેણા ઉપર કપોળ જ્ઞાતિનો બંને પક્ષનો હક પહોંચી શકતો હોત તોપણ તેમાં વાદી તરીકે અમો વીગેરેનુ હિત રહેલું છે તેથી વાદીઓ જેને અમો અમારા વહીવટદાર તરીકે કબુલ રાખતા નથી તે આખી ન્યાતના વહીવટદાર પોતાની મેળે બની દાવો કરે છે તે કોઇ રીતે તેમ કરવા હકદાર નથી.

માટે એવી દાદ માગીએ છીયે કે અમોને વાદીમાં દાખલ કરશો અને દાવાવાલા રૂપીયા નંબર ૧ ના પ્રતિવાદી પાસેથી અમોને અપાવશો એ રીતના કારણો ધ્યાનમાં લઈ અમારા લાભમાં ઠરાવ કરશો તા૦ ૧૫ મી જુન શને ૧૮૯૭

શંઘવી ગોપાલજી તેજપાલ શહી દ. પોતે
પારેખ રણછોડ દામોદર શહી દ. પોતે — માંહાશંકર મોરારજી પ્રતિવદીના વકીલ
વોરા પરશોતમ હીરજી શહી દ. પોતે
ગાંધી હરગોવન ગોકલની સહી દ. પોતે
(ઈકરાર) ઉપર પ્રમાણે સહી.

શેરે.

મી૦ દામોદરદાશ જણાવે છે કે તેનો અસીલ અને ભગવાનભાઈ એકજ છે મી૦ મહાશંકર પણ તેવું જણાવે છે માટે ભગવાનભાઇ સીવાયના ઉપર સહવાદીમાં દાખલ થવાની આ અરજી છે તેની સામે કારણ બતાવવાની નાટીશ કરવી. તા૦ ૧૫—૬—૯૭.

મોતીલાલ વી ત્રીભોવનદાશ દીવાની ન્યાધીશ

કેશ નંબર ૯૫૧-૫૩

વાદી—ભાવનગર કપોલ જ્ઞાતીનો વ. ચ. મા. તલશી જેઠા વીગેરે.

પ્રતિ—રગનાથ સદુરામ તથા ભગવાનભાઈ ભવાનભાઈ.

દાવો રૂ ૩૧૨૨--૧૨--૦

આ કામમાં પ્રતિવાદી ભગવાનભાઇ ભવાનભાઇ તરફથી વાદી ચત્રભુજ ગોવીંદજીને પુછવાના સ્વાલ પત્ર.

૧--ભગવાનભાઈ ભવાનભાઇ પાસેથી શંવત ૧૯૪૫ ના સાલમાં લવાદી મારફતે રૂ ૪૭૫૧) લેવાનો ઠરાવ લખીતવાર થયો છે.

૨--જોહા કહો તો તેલવાદી નામું તથા ઠરાવ રજુ કરો.

૩--ઠરાવ પ્રમાણે ભગવાનભાઇએ રૂ ૪૭૫૧) આપેલા છે.

૪--દાવાવાળું લેણું ઉપર પ્રમાણે ભગવાનભાઇએ રૂ ૪૭૫૧) આપ્યા પૈકીનુ છે.

૫--જો ના કહે તો દાવવાવા રૂપીયા ક્યાંથી આવેલા છે તે કહો.

તા૦ ૧૬—૫—૯૭.

**મહાશંકર મોરારજી**

પ્રતિવાદીના વકીલ.

શેરે.

શા માટે આ સવાલ પત્ર આપેલા છે તે જણાવ્યું નથી. હાલ સવાલ પત્રથી ખુલાશો લેવાનું કાંઈ કામ નથી મુદ્દા મુકરર કરવાને જરૂર જણાય તો ગમે તે પક્ષકારને કોરટ કોઈ સવાલ પુછી શકે છે માટે આ અરજી કામમાં સામેલ રાખવી.

તા૦ ૧૫—૬—૯૭.

મોતીલાલ વી. ત્રીભોવનદાસ દીવાની ન્યાધીશ

---

## ફરીયાદ નંબર ૯૫૧ સં. ૧૯૫૩.

# ભાવનગર દીવાની ન્યાયાધીશ કોર્ટ.

### મી. મોતીલાલના કોરટનો ફેસલો.

કોઠારી ચત્રભજ ગોવીંદજી તથા તળશી જેઠા————————વાદી

ભટ રઘનાથ સદુરામ તથા ભગવાનભાઈ ભવાનભાઇ————પ્રતીવાદી

**કેસ નંબર ૫૯૨ના ૫૩ના અંક ૨૦ વાલી અરજી ઉપર પરચુરણ ઠરાવ.**

આ પરચુરણ અરજીનો ઠરાવ ખુલાશાથી શમજી શકાય તે શારૂ આ દાવાની કેટલી હકીકત જણાવવાની જરૂર રહે છે. વાદીઓ પોતાને ભાવનગર કપોળ જ્ઞાતિના નામથી ઓળખાતાં વંડાવાલો મકાન તથા વાશણ રોકડો અને ચોપડા વીગેરે પોતાના કબજામાં હોવાનું તેઓ જણાવે છે નાતના વ્યાજુ રૂપીઆ નંબર ૧ ના પ્રતિવાદીને ત્યાં મુકેલાં તે લેવાને વાદીઓ નાતના વહીવટ ચલાવનાર તરીકે આ દાવો લાવે છે નંબર ૨ નો પ્રતીવાદીએ નંબર ૧ નાં પ્રતીવાદીને લખી નોટીસ આપી તે રૂપીઆ કોઇને નહીં આપવા એવી અટકાયત કીધી છે ખરી લડત વાદીઓ અને આ પ્રતીવાદી વચ્ચે છે. નંબર ૧ ને પ્રતીવાદી તેને રૂપીઆ આખી નાતને કે કોરટ ફરમાવે તેને દેવાની પોતાની ખુશી બતાવે છે નંબર ૨ નો પ્રતીવાદી કહે છે કે એ રૂપીઆ લેવાનો વાદીઓનો હક નથી અમે શોલવાલા છઇએ ને વાદીઓ બારવલા છે. અમારી અને તેઓની વચ્ચે સાધારણ રીતે કન્યા વેહેવાર નથી તેમ છતાં કોઇ શોલવલો બારવલાની કન્યા લાવે તો તે અને તેના દીકરા શોલવલા નહીં પણ બારવલાં ગણાય છે. જેમ બીજી નાતો જોડે જમવા વહેવાર છે તેમ શોલવલાં અને બારવલાં સાથે અત્યાર સુધી તેવો વેહેવાર હતો અને તે કારણથી સગવડના ખાતર બનેની મીલકત એકઠી રાખવામાં આવતી હતી. સવંત ૧૯૪૫ માં પોતાના બાપની પાછલ આ પ્રતીવાદીએ રૂ ૪૭૫૧) એક મકાન બનાવવાને કાઢ્યા તેમાંથી દાવાવાલાં રૂપીઆ પ્રતીવાદીને ત્યાં વ્યાજું મુકાયા છે નંબર ૨ ના પ્રતીવાદી જણાવે છે કે હવે જ્યારે આ વાદીવાલા અને અમે નંબર ૨ નાં પ્રતીવાદીનો જમવા વહેવાર બંધ પડયો છે. તો તે રૂપીઆ જોડે આ વાદીઓનો કશો સંબંધ નથી. અને રૂપીઆ લેવાનો મારાં ને મારાં પક્ષકારોનોજ હક છે. આ પરમાણે દાવાની હકીકત છે. કામમાં ઇસ્યુ કાઢવામાં આવે તે દરમ્યાન તારીખ ૧૫-૬-૯૭ ને રોજ ગોપાળજી તેજપાળ વગેરેએ આંક ૨૦ વાલી અરજી આપી પોતાને શહવાદીમાં દાખલ થવાની માગણી કરી છે જે ઉપરથી યોગ પક્ષકાર ઉપર નોટીશ કરી બધાં પક્ષકારોને વકીલની તકરાર શાંભળવામાં આવી છે તે મને શહવાદીમાં દાખલ કરવો કે નહીં તે સવાળ મને સહેલો લાગે છે શહ વાદીમાં દાખલ થનાર અને પ્રતીવાદી નંબર ૨ નો શોળવલા છે વાદીઓ બારવલા છે. આંક ૨૦ ની અરજી નીચે કોરટે જે શેરો કીધા છે. તે ઉપરથી જણાય છે કે શહવાદીમાં દાખલ થનાર અને નંબર ૨ ના પ્રતીવાદી એકજ છે. એ હકીકતમાં બનેનાં વકીલ જણાવે છે એટલુંજ નહી પણ આંક ૨૫ માં નંબર ૨ ને પ્રતીવાદી જો વકીલને પુછેલ સ્વાલનાં જવાબમાં તે જણાવે છે કે શહવાદીમાં દાખલ થનારા પ્રતીવાદી નંબર ૨ જોડે મેનેજર છે મતલબ કે જો શહવાદીમાં દાખલ થ-

નાર અને ભગવાનભાઇનું હીત આ દાવામાં એક શરખું છે કે દાવાનાં રૂપીઆ લેવાને હક આ વાદીઓનો નથી પણ અમારો છે તેની સાથે વાદીઓને અને શહવાદીઆમાં દાખલ થનારાનું હીત એક બીજાથી વીરૂધ છે કારણ કે શહવાદીમાં દાખલ. થનાર વાદીને એમ નથી કેતાકે આ રૂપીઆ લેવાને તમારો અને અમારો સરખો હક છે તમો તો એમ કહે છે કે એ રૂપીઆ લેવાનો વાદીઓ કે તેમની નાતવાલાનો હક નથી પણ અમારી નાત વાલાનો હક છે જુવો આંક ૨૦ પેરો ૨ જો અને પાંચમો. સારાંશ કે તેઓની જે લડત છે તેજ લડત નંબર ૨નાં પ્રતીવાદીની છે કે વાદીઓના દાવાવાળા રૂપીઆ લેવાનો હક નથી શહવાદીમાં થનારા અને વાદીમાંનું હીત એક બીજાથી વીરૂધ છે અને તેઓનું અને નંબર ૨ નાં પ્રતીવાદીનું હીત એક સરખુ છે તો દેખીતું છે કે તેઓની શહવાદીમાં દાખલ થવાની માગણી મજુર કરી શકાતી નથી શીવીલ પ્રોશીડીંગ કોડ કળમ ૨૬-૩૨

શહ પ્રતીવાદીમાં તેઓને દાખલ કરવો કે નહી એ એક જુદો શવાલ છે કાંઇ પક્ષ કારની તેવી માગણી નથી નંબર ૨ ના પ્રતીવાદી શાથે તેઓનું એક સરખુ હીત હોવાથી નંબર ૨ ના પ્રતીવાદીની જે લડત છે તે લડત તેઓની હોવાથી કલમ ૩૨ મી કોરટને તેવી સતા હોવા છતા તેઓને શહપ્રતીવાદીમાં કાંઈ દાખલ કરવાની કોઇ જરૂર જોતો નથી શબબ આંક ૨૦ વાલી અરજી માંડી વાળવામાં આવી છે. પ્રતીવાદીના જવાબ ઉપરથી મુદ્દા કાઢવાને આ કામની મુદત નાખવી તા. ૧૬-૭-૯૭

મુ. ઇચ્છા શંકર કાલીદાશ

(શહી) મોતીલાલ ત્રીભોવનદાશ.

દી૦ ન્યા૦

(ખરી નકલ)

મોતીલાલ.

દી૦ ન્યા૦

તૈયાર થઇ તારીખ ૨૧-૭-૯૭

મોતીલાલ. દી૦ ન્યા૦

આ નકલ વાદીને આપી છે

તા ૨૨-૭-૯૭

ક૦ ત૦

સીરેસ્તેદાર

# મી. મીરજા સાહેબની કોરટનો ફેશલો.

તા. ૧૧-૮-૯૭

શંભુપ્રશાદ પરજારામ.

## સંસ્થાન ભાવનગરના જોઇન્ટ આસીસટંન્ટ સર ન્યાધીશની કોર્ટમાં.

પરચુરણ અપીલ નં. ૯ શ. ૧૯૫૩.

જોઇન્ટ એ. સર ન્યા. ભાવનગર કપોળ ગ્નાતી દીવાની પરચુરણ અપીલ નં. ૯. સ. ૧૯૫૩ના કામમાં થએલ ઠરાવની નકલ મળવા સારૂ સામાવાલાના વકીલે કાગલ રજુ કર્યો તા. ૧૧-૮-૯૭

દામોદર ગોવીંદજી.

૧ શંધવી ગોપાલજી તેજપાલ ગ્નાતે કપોળ વાણીઆ ધંધો વેપાર ઊ. ૫૦ વે રહેનાર ભાવનગર.

૨ પારેખ રણછોડ દામોદર ગ્નાતે કપોળ વાણીઓ ધંધો વેપાર ઊ. ૬૦ વે રહેનાર ભાવનગર.

૩ વેરા પરશોતમ વીરજી ,, ,, ,,
૪ ગાંધી હરગોવન ગોકળ ,, ,, ,, } એપેલંટ

વીરૂધ.

૧ કોઠારી ચત્રભુજ ગોવીંદજી ગ્નાતે કપોળ વાણીઆ ધંધો વેપાર ઊ. વર્ષ ૬૦ રહેનાર ભાવનગર.
૨ કાણુકીઆં તળશીદાશ નેહાભાઇ ,, ,, ચાકરી ,,
૩ ભટ રગનાથ શદુરામ શ્રીમાળી બ્રામ્હણ વેપાર ૫૦
૪ શેઠ ભગવાનભાઇ ભવાનભાઇ કપોળ વાણીઆ ,, ૬૫ } રેસ્પનડન્ટ

સહવાદીમાં થવા માટે સ્થાનીક દીવાની ધારાની કલમ ૪૭૩ નાં પેટા કલમ ૧ મૂજબ

મુદો.

૧ અપીલ ચાલી શકે છે કે કેમ?

ઠરાવ.

નકારમા કારતાં કારણો:—આ સંસ્થાનની દીવાની ધારાની કલમ ૧૯—અને $\frac{૪૭૩}{૧}$ હાલની તકરારને લાગુ પડતી છે. એને જે લગતી ઇંગ્રેજી ધારાની કલમો ૩૨ અને ૫૮૮ જોતાં જણાય છે કે દફતર ઉપરથી કોઇ આસામીનુ નામ પક્ષકારોની શેફ્માંથી કાઢી નાખવામાં આવે અથવા પક્ષકાર તરીકે ત્યાં ઉમેરવામાં આવે તો તેટલી જવાબસર પરચુરણ અપીલ થઈ શકે છે કોઇ તરાહેત આસામી પક્ષકાર તરીકે શામેલ થવા બાબદની અરજીજો મંજુર કરવામાં આવે તો તે ઉપર અપીલ નથી એજ મુજબ ફેશલાઓ પણ થયા છ અને જો કે મી. એચરલાલ એથી ઊલટી તકરારને ટેકો આપવાને માટે

આઝીઠન સીવીલ પ્રોસીજર કોર્ડમાં ૮૨ ની શાળના એક અલ્લાહાબાદનો. કેસ ટાકયો છે. તે બતાવે છે પણ તેજ અલ્લાહબાદ કોર્ટ એ ૯૦ ની શાલમાં એથી ઉળટો અને ઉળટો વિચરો ને મળતો એક ફેસલો કીધો છે.

( ધ. લા. રી. ૨ અલ્લાબાદ ૫૦૪ ) વલી ૮૬ ની શાળમાં કલકતા હાઇ કોર્ટ પણ એવોજ એક ફેસલો કીધો છે જેમાં ઉપલો બ્રાઉટનનો ટાંકેલો કેસ દલીલમાં રજુ થયો-હોય. એવું દેખાય છે. છતાં કલકતા કોર્ટ પણ અપીલ નથી શાંભળી શકાતી એવો ચુકાદો આપ્યો છે. સારાંશ કે સી. પ્રોસીડીંગ પ્રમાણે તો અપીલ શાંભળી શકાતી નથી.

પણ સ્થાનીક દીવાનો ધારાતી કલમ ૪૯૩/૧ માં અથવા સામેલ કરવા વિશેના "વાકઇ યમાં ": વીશે " શબ્દ ઉપર અપીલવાલાના વકીલ બહુ ભાર મુકે છે અને એવું જણાવે છે કે જ્યારે " વીષે " લખ્યું છે ત્યારે " શામેલ " " શબ્દ " માંના શામેલ " પણ શમાઇ જવો જોઇએ અલબતાં આ વીષે શબ્દથી અપીલવાલાના વકીલને એવી દલીલ કરવાને સારૂ કારણ મલે છે. ખરૂ પણ આપણે દીવાની ધારો જે ઇંગ્રેજી ધારાનો શદાખરેજ તરજુમો છે તે તરજુમો કરતી વખતે આપણા ધારા શાસ્ત્રીઓએ કાંઈ એવી ખાસ ઈરાદો રાખ્યો હોય એવું જણાતું નથી. અને એજ કલમમાં બીજા ફકરાઓમાં જ્યાં જ્યાં હકાર અને નકારના બે જુદા જુદા હુકમોને માટે લખવાતું આવે છે. ત્યાં " વીશે " અથવા " બાબદ " શબ્દથી શંતોપ પકડવામાં આવતી નથી. પણ હકાર અને નકાર બને વાકયો આખો લખવામાં આવે છે ( જુઓ ૭ અને ૧૪ મો ફકરો ) મુજબ અપાવવાની અને મુજરે અપાવવાની ના કહેવાના " રદ કરવાની બાબતમાં " અથવા " રદ કરાવવાની ના કહેવાના બાબદના " જો અપીલ વાલાને વકીલની દલીલમાં કાંઈ ખામી નહીં હતે તો આ ફકરાઓમાં માત્ર એટલુંજ લખવામાં આવતે કે " રદ કરવવાની બાબદનો " અથવા " મુજરે અપાવવાની બાબદના " ગુણદોસ ઉપર પણ આ અપીલ શાંભળવામાં પણ આવે છે અને તે વીશે ઘણું વીવેચન ન કરતાં એટલુંજ હાલતો કહી શકાય છે કે અપીલ વાલાને પક્ષકારમાં સામેલ કર્યા સીવાય કામનો ફેસલો પુરર્ણ રીતે. ન થઈ શકશે એવું કાંઇ જણાતું નથી બલકે એ આસામીની આ કામમાં પણ જરૂર જણાતી નથી તેને શામેલ કરવાથી ઉલટો ગુંચવાડો થવાને શંભવ છે કારણકે તેની લડત વાદી વીરૂધ છે એટલુંજ નહીં પણ પ્રતીના બેની વીરૂધ છે. અને તે પણ નકી અને ચોકશપણે નહીં પણ " કદાચ એમ થાય " અને " કદાચ એમ થશે ", એવી મતલબ જે છે વાદીકે પ્રતીવાદી હારે કે જીતે તેમાં એ આશામીના જે કાંઇ હકો હશે તે નુકશાન પામવાના નથી.

સબબ તમામ ખર્ચ શીખે અપીલ રદ કરવામાં આવી છે.

તા. ૭ આગસ્ટ ૧૮૯૭.

( સહી ) ન૦ ફ૦ મીરઝા

જો૦ આ૦ સર ન્યાધીશ.

ખર્ચની તપસીલ

૧૬–૯–૧૦ અપલેન્ટનો ખર્ચ

૦–૪–૦ પરચુરણ સ્ટાંપના. ૦–૮–૦ વકીલાત નામા ઉપર.

૦–૪–૦ અસલ કોર્ટના ઠરાવની નકલ. ૧૫–૯–૧૦ વકીલ ફી ફી પ્રમાણે

૧૬–૧–૧૦ રીસ્પોન્ડન્ટનો ખર્ચ

૦–૮–૦ વકીલના નામનો સ્ટાંપ ૧૫–૯–૧૦ વકીલ ફી ફી પ્રમાણે

( સહી ) ન૦ ફ૦ મીરજા

તારીખ સદર. જો૦ આ૦ સર ન્યાધીશ.

મુકાબલ કેશવરાવ ગોપાલરાવ કારકુન.

(ખરી નકલ)

( સહી ) ન૦ ફ૦ મીરજા

જા૦ આ૦ સર ન્યાધીશ.

સદરહુ નકલ આજરોજ તૈયાર થવાથી વકીલ પરભુદાસ મોતીચંદને આપી.
તા. ૨૫–૮–૯૭.

શંભુપ્રસાદ પરજરામ,
શીરસ્તેદાર.

---

## કંડોલીઆ "ગાંડા ત્રીકમ," ને વાસ્તે ભાવનગરની "કપોળ" ન્યાતે કરેલો ઠરાવ.

ભાવનગર કપોળ ન્યાતી તરફથી એવો ઠરાવ કરવામાં આવે છે કે આંહીની કપોળ ગ્નાતીનો સઘલો વહીવટ કોઠારી ચત્રભજ ગોવીંદજી કરે છે અને તેના તાબામાં રહી હુકમ પ્રમાણે ભાવનગરના રહેનાર કંડોલીઆ ગાંડા ત્રીકમ કામ નોકર તરીકે કરતો. મજકુર ગાંડાને જે કામ સોપેલ તે એ કે ઠામ હુકમ પ્રમાણે કોઇને ભાડે આપ્યા હોય તેને કાઢી આપતો અને તેનું ભાડુ ઊઘરાણી વસુલ લાવી કોઠારી મજકુરની દુકાને ન્યાતી ખાતાના ચોપડામાં જમે કરાવી સોંપતો વીગેરે કામ કરતો. મજકુર ગાંડાને જે કામ ચીંધવામાં આવે તેમાં બેદરકારી કરવી શરૂ કરી તેનો તપાસ કરતાં કેટલીએક ગડબડ અને અઘટીત વર્તણુક માલમ પડવાથી તે બાબતનો ખુલાસો પુછતાં અને તેની પાસે એક બે ન્યાતી ખાતાની ચોપડીઓ માંગતા તેપણ આપતો નથી. તે બીના ન્યાતીમાં જાહેર થતાં તે ઉપર વીચાર કરી ન્યાતી એકઠી મલી ઠરાવ કરે છે કે ગ્નાતી જો બીજો ઠરાવ કરે નહી ત્યાંસુધી એ કંડોલીઆ ગાંડાને ન્યાતીના કોઇપણ ઘરેથી કાંઈપણ અનાજ લોટ શીધુ વીગેરે દાન દક્ષણા આજ દીન સુધીમાં આપવામાં આવતું હોય તે નહી આપવું અને ન્યાતી ભાઇઓએ તેની સાથે કોઈપણ જાતનો વહેવાર રાખવો નહી તેમ તેને સારે માઠે અવસરે કાંઇ પણ આપવું નહી અને તેને તથા તેના બઇરી છોકરાંને જમાડવા પણ નહી એ પ્રમાણે ઠરાવ કરેલ છે. આ ઠરાવ કંડોલીઆંની ન્યાતીને જણાવવો કે તેને અને તેના બઇરાં છોકરાંને

કપોળ ન્યાતીમાં જમવા વીગેરેમાં આવે નહી તેમજ ન્યાતીમાંથી મળતા દાન દક્ષણામાંથી તેનો ભાગ આપે નહી.

ઉપરનો ઠરાવ ન્યાતીનાં શઘલાં માણુરો પાળવો તેથી કોઇ વિરૂદ્ધ ચાલશે તો તેને ન્યાતી સખ્ત વીચાર કરશે એ ઠરાવ અમોએ વાંચી સાંભલી કબુલ રાખી સહી કરી આપી છે.

સં૦ ૧૯૫૩ ના ચૈત્ર શુદ ૮ વાર શનેઉ તા. ૧૦-૪-૯૭.

કોઠારી ચત્રભજ ગોવીંદજી
શેઠ ગોપાલદાશ ખુસાલદાશ
દોસી ખોડીદાશ માધવજી
કાણુકીઆ તળશી જેઠા
શેઠ ડોશાભાઇ કરશન
મુની હરગોવન જેઠા.
મોદી છગન ભવાન.
કોઠારી ઓધડ કલ્યાનજી.
મેતા જાદવજી ગોરધન.
„ ગીરધર ગોરધન.
„ દેવચંદ ગોરધન.
„ પરમાણુંદ કાળીદાશ.
„ મકન ગોરધન.
„ માધવજી ગોરધન.
મોદી દુલભ જગજીવન.
મોદી હીરજી ભીમ.
મોદી દેવચંદ જગજીવન.
મોદી વીઠલ જગજીવન.
મોદી છગન ઓધવજી.
મોદી કુબેર ગોરધન.
મોદી મગન ભવાન.
મહેતા ગીગા વનમાલી.
મહેતા વીઠલ લાલજી.
મહેતા ગીરધર લાલજી.
મહેતા દીઆલ લાલજી.
શેઠ ભાણુા મુલજી.
શેઠ ગોવીંદજી ભાણુા.
મહેતા જગજીવન જેઠા.
મહેતા ઓધવજી જગજીવન.
મહેતા નેમચંદ નથુ.
મોદી વનમાળી દેવજી..
મોદી લવજી શામજી.
મેહેતા હેમરાજ નારણુ.
મહેતા વણારશી. નારણુ.
મહેતા છગન હેમરાજ.
વોર દુલભ માવજી.
કોઠારી શામજી લવજી.
કોઠારી ત્રીભોવન લવજી.
શેઠ ભવાન લખમીચંદ.
સુખડીઆ ભગવાન પુંજા.
સુખડીઆ ગોરધન ભવાન.
મેહતા મુળજી વનમાળી.
મેહતા ખીમા વાલજી.
મેહતા ઓધડ ગાંડા.
મેહતા ખુશાલ હરજીવન.
મેહતા દારકાદાસ ભુકળ.
મેહતા રગનાથ બેચર.
મેહતા જગજીવન બેચર.
મેહતા આણુંદજી બેચર.
મેહતા દામજી માધવજી.
કોઠારી ગાંડા બેચર.
શેઠ દામોદર કરશન.
મુની મેઘજી રામજી.
મેહતા મોના પ્રેમજી.
પારેખ જેઠા ધનરાજ.
કેશવજી વીઠલ.
મોદી લવજી હેમજી.
કાણુકીઆ જીવણુ જમનાદાસ.
કાણુકીઆ મગનલાલ ગોરધન.
શા. દીઆળ જીવણુ.

મહેતા રાઘવજી મુલજી.
મહેતા જવેર મુલજી.
ગાંધી નારણ શામજી.
મોદી દામોદરદાશ જવેર.
મોદી નારણ રતનજી.
મોદી રામજી રતનજી.
મોદી મોતી રતનજી.
મોદી જશરાજ માગજી.
વાલીયા ચત્રભજ ત્રીકમ.
મોદી દીઆલ હેમજી.
મેહતા કાળીદાશ મોનજી.
મહેતા પરમાણંદાશ કાળા.
ઝુતા પ્રેમજી રગનાથ.
મેહતા ગાંડા પદમજી.
મેહતા દેવચદ વનમાલી.
મેહતા દુલભ માવજી.
મેહેતા કલાનજી મોનજી.
મહેતા જુઠા ગીગા.
કોઠારી જેઠાભાઇ દેવચંદ.
" કોઠારી રણછોડ દેવચદ.
મેહતા શામજી કમલશી.
કોઠારી મજેર દેવચદ.
શંગવી કાનજી જીણા.
શેઠ વીઠલ લખમીચંદ.
મોદી વાલજી ગોવીંદજી.
મેહતા ભાઇચંદ પરશોતમ.
ગીરીધર માગજી.
હરગોવંન બાપુ.
મગન ગોબર.
જમનાદાશ કરશન.
શેઠ નરોતમ હશરાજ.
શેઠ જેઠા હરજીવણ.
શેઠ હરજીવન પુંજા.
વોરા છગન ત્રીભોવન.
" વોરા પરશોતમ રામજી.
" વોરા જેઠા પરશોતમ.
જાદવજી પદમશી.

શા. ઓધવજી રૂપડ.
કાણુકીઆ હેમજી રણછોડ.
કાણુકીઆ ભવાન રગનાથ.
કાણુકીઆ ઓઘડ રગનાથ.
કાણુકીઆ ત્રીભોવન રગનાથ.
કાણુકીઆ આણંદજી સુંદરજી.
મેહતા ખોડીદાસ પરશોતમ.
શા. જગજીવન જીવણ.
શા. ગીરધર કાળીદાસ.
મોદી નારણ ચત્રભજ.
મોદી આણંદજી ભવાન.
મોદી કીલા જેઠા.
ગાંધી. ઓધવજી વાલજી.
સુખડીઆ પુંજા જીણા.
સુખડીઆ ત્રીભોવન ત્રીકમ.
સુખડીઆ ગાંડા ત્રીકમ.
સંઘવી હીરજી વસ્તા.
મેહતા પ્રાગજી જાદવજી.
મેહતા ગોકલદાસ જેઠાભાઇ.
મેહતા મુલજી જગજીવન.
મેહતા નંદલાલ મકનદાસ.
મેહતા જગજીવન મકનદાસ.
મેહતા રણછોડ હરજીવન.
વોરા મોરાર સુંદરજી.
મેહતા ગીરધર જેઠા.
મેહતા ત્રીભોવન ધોળા.
શા. ભવાન નરસી.
મેહતા ભવાન મોતી.
કોઠારી ચકુજી કલાનજી.
કોઠારી જમનાદાસ કલાણજી.
પારેખ મુલજી આણદજી.
મેહતા મનમોહન કમલશી.
સુખડીઆ ઓધવજી લવજી.
સુખડીઆ રતનજી લવજી.
સુખડીઆં ગોપાલજી લાલજી.
પારેખ જેઠા વણારસી.
પારેખ પ્રેમજી જુઠા.
વીગરે દશરાઇછે.

# સીહોર ભાવનગરની "કપોળ" ન્યાતે કરેલો ઠરાવ.

## ॥ सत्यमेव जयते ॥

શ્રીશીહોર કપોળ ગ્નાતીના નીચે સહી કરનાર સર્વ ભાઇઓ તરફથી શ્રીમહુવાના પારેખ લવજી વીઠલે મહુવા ગ્નાતી ભાઇઓ તથા જાફરાવાદ ગ્નાતી ભાઇઓના હુકમ વિરૂદ્ધ તથા ગ્નાતી રીતી વીરૂદ્ધ તથા ધર્મ શાસ્ત્રના નીયમ વીરૂદ્ધ પોતાના દીકરા માધવજીનાં લગ્ન છુપી રીતે કર્યા, એ કૃત્ય મજકુર લવજીએ નીંદવા લાયક કર્યુંછે. એમ માની મહુવાના સર્વે કપોળ ગ્નાતી ભાઇઓએ એ લવજી પારેખ તથા તેનાં ઘરના અમુક માણસોને ગ્નાતી તીરસ્કાર આપી તેની સાથે ભોજન વ્યવહાર બંધ કરેલો તે પ્રમાણે વહીવટ જારી રાખ્યો દરમીઆન ગયા કારતક માસમાં એ લવજીને ગ્નાતીમાંથી પંગત આપવી બંધ કરતી વખત મહુવા કપોળ ગ્નાતી ભાઇઓમાં પેટા તકરારો માટે મત ભેદ થવાથી બે પક્ષ ગણાઇ જુદા જુદા ભોજન કરવા લાગ્યા. પરંતુ બંને પક્ષના ભાઇઓએ એ લવજી ને સરખો કસુરપાત્ર ગણીબંને પક્ષવાળાઓ ગ્નાતી ભોજન વખત નોતરૂં આપતા નહીં તેમાંનાં એક પક્ષના ભાઇઓએ સર્વે ભાઇઓનો સંમત મેળવ્યા સીવાય એ લવજીને ગ્નાતીમાં પંગતી આપવા હીલચાલ શરૂ કરી જે વાત બીજા પક્ષકાર ભાઇઓને પસંદ નહીં આવી તેથી તેઓ ભાઈઓએ એ બાબત આંહીના ગ્નાતી ભાઈઓ તરફ હકીકત લખી કે એક પક્ષના ભાઈઓ સર્વના સંમત સીવાય એ લવજીને પંગતી આપે તો તેને માટે કેમ કરવું? ઇત્યાદી ખુલાશા માગ્યા.

કપોળ ગ્નાતી ભાઇઓના સમુદાયના ચાર ચોરામાંનુ આ શીહોર સર્વ ભાઇઓએ માનેલછે આ સીહોર સાથે પગણા વ્યવહારમાં અમુક ગામના કપોળ ગ્નાતી ભાઇઓ સાથે ભોજન અને લાણાં વ્યવહાર હોઇને એ ગામોના ગ્નાતી ભાઈઓ ઘણે ભાગે આવી બાબત આંહીના ભાઇઓને મળતા હોયછે. તેમાં ભાવનગર શેહેરમાં ગ્નાતી ભાઇઓનો મોટો સમુદાય હોવાના કારણથી મહુવેથી આવેલા ભાઇઓના કાગળનો જવાબ તેઓ ભાઇઓનો સંમત મેળવી લખવો એ વધારે સલાહ ભરેલું જણાયાથી ભાવનગર ગ્નાતી ભાઇઓ ઉપર અહીંના અભિપ્રાય સાથે એ બાબત લખતા ગ્નાતીમાંના અમુક ગૃહસ્થો એ બાબત અહી શીહોર ગ્નાતી ભાઇઓસાથે વીચાર કરવા આવેલા અને તે દરમીયાન લવજીને એક તરફના પક્ષના ભાઇઓએ પંગતી આપ્યાના ખબર પણ આવેલ જેને માટે ચરચા ચાલી નીર્ણય ઉપર આવેલું નહીં અને ભાવનગરથી આવેલા ભાઇઓ પણ પાછા ભાવનગર ગયા. પરંતુ એ લવજીની સાથે ભોજન વ્યવહાર કરનાર માણસો વીવાહ પ્રસંગે ભાવનગરમાં આવવાના સબબ આ બનેલા બનાવ માટે વીચાર કરી ઠરાવ કરવાનો મુસદો કરી મોકલાવવા ભાવનગરના ગ્નાતી ભાઇઓએ અહીંના ગ્નાતી ભાઇઓ ઉપર લખ્યું. આ બાબત સર્વ ભાઈઓનો એવો સમત થયો કે આ વિષે ભાવનગરના સર્વ ભાઇઓની સમક્ષક વીચાર કરી નીર્ણય કરવો એ વધારે સારૂં છે એમ માની સર્વ ભાઇઓએ અહીંથી મેહેતા ભાઇચંદ શામજી તથા મહેતા જીવરાજ કુરજી તથા દોશી કરશનજી ભાઇચંદ ભાઈ તથા મેહેતા ત્રીકમજી વશરામ તથા શઘવી ઈશ્વર ઓપાળજી તથા વોરા વીઠલદાસ રઘુભાઇદાસ તથા ચીતળીયા ગોવીંદજી માધવજી

એ ભાઇઓને આ બાબતનો નીર્ણય કરવા બલામણ આપી મોકલવામાં આવ્યા તેઓ અને ભાવનગરના ગ્નાતી ભાઈઓએ વીચાર કરી એ બાબે લેખી ઠરાવ કર્યો જેની નકલ અહીં આવેલી છે તે સર્વ ભાઇઓએ વાંચી ધ્યાનમાં લીધી તે બાજબી જણાય છે હવે સદરહુ બાબત ગ્નાતીની મર્યાદા રહેવા તથા હવે પછી ગ્નાતી રીતીથી ઉલટાં કૃત્ય નહીં થવાની જરૂર જાણી આ બાબત સર્વ ભાઇઓ વિચાર કરવા એકઠા થએલ છે. ઉપર જણાવેલ પારેખ લવજી વીઠલે પોતાના દીકરા માધવજીના લગ્ન સંવત ૧૯૪૯ ના ફાગણ વદ ૪ ના રોજ ગોરડીયા નરોતમદાસ મંગળદાસની દીકરી બાઇ મણી સાથે કર્યાં તેનો ઉત્તર લેવા અગાઉ બંને વેવાઇઓમાં મીનાકશો શરૂ થયો. તેનાં અને તે પછી એ લવજીએ તેના દીકરા માધવજીનું વેશવાળ મહુવાના ગાંધી દેવરાજને ત્યાં કર્યું તેથી પોતાની નીર્દોશ દીકરી છતા ટુંક મુદતમાં બાળક દીકરી ઉપર આવવાની "શોક" તે વાત ગોરડીયા નરોતમદાસ વીગેરેને અઘટીત માલુમ પડવાથી મહુવા ગ્નાતી ભાઈઓ પાસે ફર્યાદ કરી જે વાત ફર્યાદીના કેહેવા પ્રમાણે માલુમ પડતાં સર્વભાઇઓએ એ કરેલ વેશવાળ મજકુર લવજી પારેખ તથા દેવરાજ ગાંધીને કહી મોકુફ રખાવ્યું તે તથા અમુક મુદત સુધી લવજીએ કોઈ જગોએ તેના દીકરાનું વેશવાળ કરવું નહિ એવો ઓરડર આપ્યો તેની દરકાર નહિ રાખતાં જાફરાવાદમાં વેશવાળ કર્યું ને તે અટકાવવા મહુવા ગ્નાતી ભાઇઓએ ગ્નાતી ભાઈઓ તરફ લખાણ કર્યું તે ઉપરથી તે ભાઇઓએ લગ્ન ન કરવા આપેલ આગ્ના ઉલંઘન કરવાથી જાફરાવાદમાં વેશવાળ કરનાર બદુર વોરાની વહુ તથા તેના દીકરા તથા વેશવાળ થનારને ગ્નાતી તીરસ્કાર આપી મહુવા ગ્નાતી ભાઇઓને ખબર આપ્યાથી વેશવાળ થયેલ કન્યાને લવજી પારેખની વહુ લગ્ન વાસ્તે મહુવે આવેલ એ લવજીને જાફરાવાદના લખાણની વાત જણાવી આવનાર કન્યા સાથે લગ્ન નહીં કરવા આગ્ના આપી તે વીરૂદ્ધ ચુપકાથી ગ્નાતી રીતી તથા ધર્મ રીતી વીરૂદ્ધ રાત્રીએ લગ્ન કર્યાની વાત ફેલાવી તેથી સર્વ ગ્નાતી ભાઇઓએ એ લવજીને એ કામ માટે સરખો કસુર પાત્ર ગણી એ લવજી પારેખ તથા તેની વહુ વીગેરેને પંગતથી તીરસ્કાર આપ્યો. માત્ર તેમાં ગોરડીયા વીગેરે ભાઇઓ તથા શેઠ મોનદાસ વીગેરે ભાઇઓનો મત ભેદ લાગ્યાં કરી અથવા ભોજન ગ્નાતી તરફથી કરાવી લવજીને પંગતથી બાદ કરવો વીગેરે પેટા કારણો માટે થયો પણ બંને પક્ષના ભાઈઓએ લવજી વીગેરેને ગ્નાતી તીરસ્કાર કાયમ માની તેની સાથે ભોજન વ્યવહાર બંધ કર્યો અને છેવટ કારતક વદ ૯ ના રોજ ગ્નાતી સર્વના સંમત સીવાય એ તીરસ્કાર આપેલ લવજી વીગેરેને શેઠ શ્રી મોનદાસ વીગેરે ભાઇઓએ પંગતી આપી સાથે ભોજન કર્યું ઇત્યાદ ખબર તપસીલથી એકથી વધારે કાગળો લખી ગોરડીઆ વીગેરે ભાઇઓએ અહીંના ગ્નાતી ભાઈઓને આપ્યા તે કાગળો આ સાથે આંક ૧-૨-૩-૪-૫ મે સામેલ રાખવામાં આવેલ છે તથા એ કેફીયત વિષે ભાવનગરના ગ્નાતી ભાઇઓએ કરેલ ઠરાવમાં મુગતેસર લખેલ છે તે ઠરાવની નકલ આ સાથે સામેલ રાખવામાં આવેલ છે તેથી આ જગોએ આ બાબતનો વીસ્તાર આપવાથી લખાણમાં અતી લંબાણ થાય જાણી તેમ કરેલ નથી. કેમકે એ કાગળોથી તે બીના પુરી પાડેલ છે આ લખાઇ આવેલ હકીકતથી તથા ભાવનગર ગ્નાતી ભાઇઓના ઠરાવમાં બતાવેલ ગોરડીઆ પુરશોતમદાસ વીગેરે ભાઇઓ આ વિષેની હકીકત ઝાહેર કરવા ગ્નાતી ભાઇઓ પાસે આવેલ તેણે કહેલ હકીકત તથા આ બાબત મહુવેથી આવનાર પ્રસંગોપાત ગ્નાતી ભાઇઓ જે કે આ

